"આ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી પ્રાથમિક, માધ્યમિક શાળાઓ અને કેળવણીની સંસ્થાઓ માટે, શિક્ષકોના પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવ્યું છે."

શ્રી :

# બાળપાઠ્યપોથી

निरस्तकुहकं

सत्यं परं धीमहि ।

શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરુકુલ, સૂરત.



ગુરૂકુલના સંસ્થાપક સ્વ. દાનવીર શેઠ વિઠ્ઠલદાસ ઠાકોરદાસ.

પચાસ અગર તેથી વધારે નકલો ખરીદનારને
૧૨½ ટકા વળતર આપવામાં આવે છે.

નાતનધર્મશિક્ષણમાળા

# બાળપાઠ્યપોથી

યોજક;

જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ એમ. એ.

આદ્ય પ્રધાનાચાર્ય: શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરુકુલ, સૂરત.
પૂર્વે પ્રોફેસર (અંગ્રેજી અને ગુજરાતી સાહિત્ય) મગનલાલ ઠાકોરદાસ આર્ટસ કૉલેજ
પ્રમુખ; શ્રી સનાતનધર્મશિક્ષણમંડળ

પ્રકાશક;

શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરુકુલ, સૂરત.
(સનાતનધર્મશિક્ષણમંડળ, વ્યવસ્થાપકસમિતિની સંમતિથી)

धर्मो रक्षति रक्षितः। —मनुः



: ચોથી આવૃત્તિ :

વિ. સં. ૧૯૯૬. સૂરત. ઇ. સ. ૧૯૪૦.







મૂલ્ય બે આના.

# આવૃત્તિ પહેલીની સૂચના

(સં. ૧૯૮૧)

સનાતનધર્મશિક્ષણના બાળવર્ગોના મુખપાઠને સારૂ આ પાઠયપોથી યોજવામાં આવી છે. બાળકોની તીવ્ર સ્મરણશક્તિનો લાભ લઈ સુન્દર શ્લોકો અને સ્તોત્રોદ્વારા તેમનામાં સુસંસ્કાર નાંખવાને આ પોથી ઉપયોગી થશે.

આમાં સામાન્ય રીતે સરલ શ્લોકો પસંદ કરવામાં આવ્યા છે તથાપિ ન્હાની તેમજ મોટી વયનાં બાળકોને સારૂ પાઠયપોથીતરીકે ઉપયોગી થવા યોજાએલ હોવાથી અને બાળકોની જીભ ન્હાનપણથી કેળવાયા એ ઇષ્ટ હોવાથી અગત્યના વા સરસ શ્લોકો જરા ઉચ્ચારણમાં કઠિન હોય તેવા ત્યાજ્ય ગણ્યા નથી. તથાપિ જરૂર લાગે તો શિક્ષક બાળકની વયને અનુકૂલ પસંદગી કરી શકશે.

આ સંગ્રહમાં મુખ્યત્વે ધર્મશાસ્ત્રો પુરાણો, મહાભારત અને રામાયણમાંથી શ્લોકો લીધા છે. સંગ્રહ બહુ ન્હાનો હોવાથી બહુ થોડાંજ સ્તોત્રો અથવા શ્લોકો આમાં આવે એ સ્વાભાવિક છે. આ શ્લોકોના અભ્યાસથી પ્રેરણા મળે અને ધર્મમાં કંઈ રસ લાગવાની શરૂઆત થાય તો તે પણ ઓછું નથી. વળી આ ન્હાનો સંગ્રહ આપણાં શાસ્ત્રોમાં કેવી સુન્દર ભાવનાઓ, વ્યાખ્યાઓ, વિચારણા અને વિધાનકળા વિરાજે છે એની સહેજ ઝાંખી કરાવવામાં પણ ઉપકારક થશે. સનાતનધર્મના મુખ્ય કેટલાક સિદ્ધાંતોના શ્લોક તેમજ પ્રસિદ્ધ સ્તોત્રોમાંના શ્લોકો આ પોથીમાં જોવામાં આવશે.

માબાપ અથવા શિક્ષકે આમાંના શ્લોકોનો પાઠ કરાવવાને પ્રસંગે એના અર્થનું સામાન્ય અથવા વિશેષ જ્ઞાન બાળકોને આપવું જેથી બાળકોને તેમાં રસ પડે અને તેમની ધર્મભાવના સુરૂપ થતી જાય આ પોથીમાં મૂળની સુરૂપ ગંભીરતાને જાળવીને બને તેટલી સરળ ભાષામાં ભાવાર્થરૂપે ભાષાંતર આપ્યું છે. તે શિક્ષણ આપવામાં ઉપયોગી થશે એમ આશા છે.

જયેન્દ્રરાય ભ. દૂરકાળ
યોજક

---

સૂરત, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા
શ્રીઅનાવિલબંધુ પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

# ત્રીજી આવૃત્તિની સૂચના

પહેલી તથા બીજી આવૃત્તિ (સં ૧૯૩૪)ને ધાર્મિક સમાજે વધાવી લીધી છે તેથી સંતોષ થાય છે. આ આવૃત્તિમાં ગુરૂકુળની વ્ય. સમિતિના પ્રમુખ શ્રી. મંછારામ શિવલાલ ખાંડવાળા બી. એ.ની ઇચ્છાનુસાર 'શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્ર' વધાર્યું છે તે વૈષ્ણવોને વિશેષ ઉપયોગી થશે એમ આશા છે. જોડણી તેમજ ભાષાંતરની ભાષા આ આવૃત્તિમાં વધારે સરળ કરી છે. શ્રીસનાતનધર્મશિક્ષણમંડળની વ્યવસ્થાપકસમિતિએ શ્રીવિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરૂકુળને આ ગ્રંથિકા મુદ્રિત કરવાને રજા આપી છે, તેને સારૂ તેમનો આભાર માનિયે છિયે.

સં. ૧૯૯૬ માર્ગશીર્ષ પૂર્ણિમા
અમદાવાદ

જયેન્દ્રરાય ભ. દૂરકાળ
યોજક

—o—

## અનુક્રમણિકા



—o—

॥ श्रीः ॥

# બાળપાઠયપોથી



## मंगलस्तवनम् ।

श्रीगणेशाय नमः। श्रीसरस्वत्यै नमः। श्रीगुरुभ्यो नमः।

शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुजम् ।
प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशांतये ॥ १ ॥

सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोऽस्तु ते ॥ २ ॥

गोविन्द गोविन्द हरे मुरारे गोविन्द गोविन्द रथांगपाणे ।
गोविन्द गोविन्द मुकुन्द कृष्ण गोविन्द गोविन्द नमो नमस्ते ॥ ३ ॥

नमः शिवाय साम्बाय हरये परमात्मने ।
प्रणतक्लेशनाशाय योगिनां पतये नमः ॥ ४ ॥

हरे राम हरे राम राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥ ५ ॥

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शंभुर्भगवान् बादरायणः ॥ ६ ॥

जयाय जयभद्राय हर्यश्वाय नमो नमः ।
नमो नमः सहस्रांशो आदित्याय नमो नमः ॥ ७ ॥



# મંગલસ્તવન



શ્રીગણેશને પ્રણામ. શ્રીસરસ્વતીને પ્રણામ. શ્રીગુરૂદેવોને પ્રણામ.

૧. શ્વેત વસ્ત્રને ધારણ કરનારા, ચંદ્ર જેવા વર્ણવાળા, ચાર હાથવાળા ને પ્રસન્ન મુખવાળા દેવનું સર્વ વિઘ્નોની શાંન્તિને સારૂ ધ્યાન કરવું.

૨. સર્વ મંગળોમાં મંગળરૂપ, આનંદરૂપ, સર્વ ઇચ્છાઓને સિદ્ધ કરનારી, શરણ લેવાને યોગ્ય, ત્રણ નેત્રવાળી અને ગૌર વર્ણની હે નારાયણિ ! તને નમસ્કાર.

૩. ગોવિંદ ગોવિંદ હરે મુરારે ગોવિંદ ગોવિંદ રથાંગપાણે;
ગોવિંદ ગોવિંદ મુકુન્દ કૃષ્ણ ગોવિંદ ગોવિંદ નમો નમસ્તે.

૪. અંબાસહિત શિવજીને નમસ્કાર હો; જે શ્રીહરિરૂપ છે, પરમાત્મા છે; પગે લાગનારનાં દુઃખ નાશ કરનાર અને યોગીઓના યોગી એમને પ્રણામ હો !

૫. હે હરિ ! હે રામ ! હે હરિ ! હે રામ ! હે રામ ! હે રામ ! હે હરિ ! હે હરિ ! હે હરિ ! હે કૃષ્ણ ! હે હરિ ! હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે હરિ ! હે હરિ ! (તમારૂં ધ્યાન મને સદા રહો.)

૬. ભગવાન વ્યાસ, ચાર મુખ વિનાના છતાં બ્રહ્માજેવા, બે હાથવાળા છતાં બીજા વિષ્ણુજેવા, અને કપાળમાં નેત્ર નહિ છતાં શંભુજેવા છે.

૭. જયની મૂર્તિ જેવા, કલ્યાણમય વિજયરૂપ, લીલા રંગના ઘોડાવાળા અને હજારો કિરણોવાળા સૂર્ય દેવને નમસ્કાર.



# श्रीगणेशस्तवनम् ।



अभीप्सितार्थसिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः ।
सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ १ ॥

वागीशाद्याः सुमनसः सर्वार्थानामुपक्रमे ।
यं नत्वा कृतकृत्याः स्युस्तं नमामि गजाननम् ॥ २ ॥

एकदन्तं शूर्पकर्णं गजवक्त्रं चतुर्भुजम् ।
पाशांकुशधरं देवं ध्यायेत् सिद्धिविनायकम् ॥ ३ ॥

प्रणम्य शिरसा देवं गौरीपुत्रं विनायकम् ।
भक्त्या व्यासं स्मरेन्नित्यं आयुःकामार्थसिद्धये ॥ ४ ॥

प्रथमं वक्रतुण्डं च एकदन्तं द्वितीयकम् ।
तृतीयं कृष्णपिंगाक्षं गजवक्त्रं चतुर्थकम् ॥ ५ ॥

लंबोदरं पंचमं च षष्ठं विकटमेव च ।
सप्तमं विघ्नराजं च धूम्रवर्णं तथाऽष्टमम् ॥ ६ ॥

नवमं भालचन्द्रं च दशमं तु विनायकम् ।
एकादशं गणपतिं द्वादशं तु गजाननम् ॥ ७ ॥

द्वादशैतानि नामानि त्रिसंध्यं यः पठेन्नरः ।
न च विघ्नभयं तस्य सर्वसिद्धिकरं परम् ॥ ८ ॥

सुमुखाय नमस्तुभ्यं गणाधिपतये नमः ।
उमापुत्राय देवाय सिद्धिवन्द्याय ते नमः ॥ ९ ॥

विघ्नेश्वराय वरदाय सुरप्रियाय लंबोदराय सकलाय जगद्धिताय ।
नागाननाय श्रुतियज्ञविभूषिताय गौरीसुताय गणनाथ नमोनमस्ते ॥ १० ॥

———०———

# શ્રીગણેશસ્તવન



૧. ઇચ્છેલા પદાર્થ નિશ્ચે મળે તેનેસારૂ જેની દેવો અને દૈત્યોએ પૂજા કરેલી છે, એવા સર્વ વિઘ્નને ટાળનાર ગણપતિને નમસ્કાર!

૨. બ્રહ્માઇત્યાદિ દેવો સર્વ કાર્યના આરંભમાં જેને પ્રણામ કરીને સફળતા મેળવે છે તે ગણપતિને હું નમસ્કાર કરૂં છું.

૩. એક દાંતવાળા, પ્હોળા કાનવાળા, હાથીના જેવા માથાવાળા ચાર હાથવાળા, પાશ અને અંકુશ ધારણ કરનાર, સિદ્ધિના દેવ વિનાયકનું ધ્યાન કરવું.

૪. હે વ્યાસ! નિત્યે પાર્વતીજીના પુત્ર વિનાયક દેવને મસ્તકથી પ્રણામ કરીને, આયુષ્ય અને કામનાની સિદ્ધિનેસારૂ તેનું સ્મરણ કરવું.

૫–૬–૭ પ્હેલું વક્રતુંડ, બીજું એકદંત, ત્રીજું કૃષ્ણ–પિંગાક્ષ, ચોથું ગજવક્ત્ર, પાંચમું લંબોદર, છઠ્ઠું વિકટ, સાતમું વિઘ્નરાજ, આઠમું ધૂમ્રવર્ણ, નવમું ભાલચંદ્ર, દશમું વિનાયક, અગિયારમું ગણપતિ અને બારમું ગજાનનઃ

૮. એ બાર નામો જે સવારે, બપોરે અને સંધ્યાકાળે જપે તેને વિઘ્નનો ભય થતો નથી અને સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૯. સુંદર મુખવાળા, અનેક ગણોના અધિપતિ, ઉમાના પુત્ર અને સિદ્ધિ જેને પગે પડે છે એવા દેવ! તમને નમસ્કાર હો!

૧૦. વિઘ્નોના ઇશ્વર, વરદાન આપનાર, દેવોના વહાલા, મોટા પેટવાળા, કાળાવાળા, જગતનું હિત કરનારા, હાથીના જેવા મુખવાળા, વેદરૂપી યજ્ઞથી શોભાયમાન થયેલા, પાર્વતીના પુત્ર, હે ગણપતિ! તમને નમસ્કાર હો!



# श्रीमहेशस्तवनम्।

कर्पूरगौरं करुणावतारं संसारसारं भुजगेन्द्रहारम्।
सदा वसन्तं हृदयारविन्दे भवं भवानीसहितं नमामि ॥१॥

जय शंकर पार्वतीपते मृड शंभो शशिखण्डमंडन।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधाम्बुधे ॥२॥

त्वं ब्रह्मा सृष्टिकर्ता च त्वं विष्णुः परिपालकः।
त्वं शिवः शिवदोऽनन्तः सर्वसंहारकारकः ॥३॥

त्वमीश्वरो गुणातीतो ज्योतिरूपः सनातनः।
प्रकृतः प्रकृतीशश्च प्राकृतः प्रकृतेः परः ॥४॥

नानारूपविधाता त्वं भक्तानां ध्यानहेतवे।
येषु रूपेषु यत्प्रीतिस्तत्तद् रूपं बिभर्षि च ॥५॥

सूर्यस्त्वं सृष्टिजनक आधारः सर्वतेजसाम्।
सोमस्त्वं सस्यपाता च सततं शीतरश्मिना ॥६॥

वायुस्त्वं वरुणस्त्वं च विद्वांश्च विदुषां गुरुः।
मृत्युंजयो मृत्युमृत्युः कालकालो यमान्तकः ॥७॥

वेदस्त्वं वेदकर्ता च वेदवेदांगपारगः।
विदुषां जनकस्त्वं च विद्वांश्च विदुषां गुरुः ॥८॥

मंत्रस्त्वं हि जपस्त्वं हि तपस्त्वं तत्फलप्रदः।
वाक्त्वं रागाधिदेवी त्वं तत्कर्ता तद्गुरुः स्वयम् ॥९॥

ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचन्द्रावतंसम्
रत्नाकल्पोज्ज्वलाङ्गं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम्।
पद्मासीनं समन्तात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानम्
विश्वाद्यं विश्ववन्द्यं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम्॥१०॥

———:——:———

# શ્રીમહેશસ્તવન

૧. કપૂરના જેવા ગોરા રંગવાળા, કરૂણાની મૂર્તિ જેવા. સંસારના સારરૂપ, નાગરૂપી હારવાળા, સદા હૃદયકમળમાં વિરાજેલા શ્રી પાર્વતીજી સહિત શ્રીમહેશને પ્રણામ કરૂં છું.

૨. હે શંકર! હે પાર્વતીપતિ! હે મૃડ! હે શંભુ! હે ચંદ્રની કલારૂપી શણગારવાળા! હે કામદેવને નાશ કરનાર! હે ભક્તવત્સલ! હે કૈલાસવાસી! હે દયાના સાગર! તમારો જય હો.

૩. તમે સૃષ્ટિના કર્તા બ્રહ્મા, જગતનું પરિપાલન કરનાર વિષ્ણુ અને અનંત, કલ્યાણને આપનાર, શિવરૂપ, તેમજ સર્વ જગતના સંહાર કરનાર છો.

૪. તમે પરમેશ્વર છો; તમે ગુણથી પર, પ્રકાશરૂપ, સનાતન, આદિરૂપ, પ્રકૃતિ દેવીના ઈશ્વર, પ્રકૃતિના ફલરૂપ અને પ્રકૃતિથી પર છો.

૫. તમે ભક્તોના ધ્યાનને સારૂ વિવિધ પ્રકારના રૂપને ધારણ કરનારા છો; જેની જે રૂપમાં પ્રીતિ તે તે રૂપ તમે ધારણ કરો છો.

૬. તમે સૃષ્ટિના પિતા સૂર્ય છો. અને સર્વ તેજના આધાર રૂપ છો; તમે સર્વદા શીતલ કિરણોથી અજાનું રક્ષણ કરનાર ચંદ્ર છો.

૭. તમે વાયુ, વરૂણ, વિદ્વાન અને વિદ્વાનોના ગુરૂ છો. તમે મૃત્યુંજય, મૃત્યુના પણ મૃત્યુ, કાળના કાળ અને યમના પણ નિયામક છો.

૮. તમે વેદ, વેદના કર્તા અને વેદ તથા વેદના અંગોમાં પારંગત છો; તમે વિદ્વાનોના ઉત્પાદક, પંડિત અને પંડિતોના પણ ગુરૂ છો.

૯. તમે મંત્ર છો, તમે જપ છો, તમે તપ છો; અને તેના ફલદાતા પણ તમેજ છો. તમે વાણીરૂપ છો, રાગની મુખ્ય દેવતા રૂપ છો; તેના કર્તા અને તેના ગુરૂ પણ તમે પોતેજ છો.

૧૦. રૂપાના પર્વતસમાન, સુંદર ચન્દ્રરુપી આભૂષણવાળા, રત્નસમાન ઉજ્જવલ અંગકાંતિવાલા, હાથનેવિષે પરશુ (કુહાડી) ધારણ કરનારા, પ્રાણીઓને વરદાન અને અભય આપનાર, પ્રસન્ન મુખમુદ્રાવાળા પદ્માસનપર બેઠેલા, ચારે તરફથી દેવગણોવડે સ્તુતિ કરાએલા, વ્યાઘ્રચર્મપર બિરાજમાન, વિશ્વના આદિ, વિશ્વને વન્દનીય, સકલ ભયને દૂર કરનારા પાંચ મુખવાળા તથા ત્રણ નેત્રોવાળા મહાદેવનું નિત્ય ધ્યાન કરવું.

# श्रीविष्णुस्तवनम् ।



शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ १ ॥

मत्स्यं कूर्मं वराहं च वामनं च जनार्दनम् ।
गोविन्दं पुण्डरीकाक्षं माधवं मधुसूदनम् ॥ २ ॥

पद्मनाभं सहस्राक्षं वनमालिं हलायुधम् ।
गोवर्द्धनं हृषीकेशं वैकुंठं पुरुषोत्तमम् ॥ ३ ॥

विश्वरूपं वासुदेवं रामं नारायणं हरिम् ।
दामोदरं श्रीधरं च वेदांगं गरुडध्वजम् ॥ ४ ॥

अनंतं कृष्णगोपालं जपतो नास्ति पातकम् ।
कन्यादानसहस्राणां फलं प्राप्नोति मानवः ॥ ५ ॥

जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
ज्वालमालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥ ६ ॥

मंगलं भगवान्विष्णुर्मंगलं गरुडध्वजः ।
मंगलं पुण्डरीकाक्षो मंगलायतनं हरिः ॥ ७ ॥

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटियुगधारिणे नमः ॥ ८ ॥



૨૨૬૯

# શ્રીવિષ્ણુસ્તવન

૧. શાન્તસ્વરૂપ, શેષશય્યા ઉપર પોઢેલા, નાભિમાં કમળવાળા, દેવોના પ્રભુ, વિશ્વના આધાર, આકાશના સમાન, મેઘજેવા વર્ણવાળા, શુભ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રવાળા, યોગીઓને ધ્યાનવડે જણાય એવા, સંસારના ભયને ટાળનારા, સર્વ લોકોના એકમાત્ર પ્રભુ એ શ્રીમહાવિષ્ણુને હું વન્દું છું.

૨. મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, જનાર્દન, ગોવિંદ, પુંડરીકાક્ષ માધવ, મધુસૂદન,

૩. પદ્મનાભ, સહસ્રાક્ષ, વનમાલી, હલાયુધ, ગોવર્દ્ધન, હૃષીકેશ, વૈકુંઠ, પુરુષોત્તમ,

૪. વિશ્વરૂપ, વાસુદેવ, રામ, નારાયણ, હરિ, દામોદર, શ્રીધર, વેદાંગ, ગરૂડધ્વજ,

૫. અનંત, કૃષ્ણ તથા ગોપાળ એ નામો જપનારને પાતક રહેતું નથી અને હજારો કન્યાદાનનું ફળ તે મનુષ્યને પ્રાપ્ત થાય છે.

૬. જળમાં વિષ્ણુ છે; સ્થળમાં વિષ્ણુ છે, પર્વતના શિખર-ઉપર પણ વિષ્ણુ છે. જવાળામુખીની હારોમાં પણ વિષ્ણુ છે, સર્વ જગત્ વિષ્ણુમય છે.

૭. ભગવાન વિષ્ણુ જેનું ગરૂડ એ વાહન છે, અને જેનાં કમળ-જેવાં નેત્ર છે, એજ મંગળરૂપ છે; શ્રીહરિ એજ મંગળનું સ્થાન છે.

૮. જેની હજારો મૂર્તિઓ છે, જેને હજારો પગ, આંખો, મસ્તક, જંઘાઓ તથા હાથ છે, જેનાં હજારો નામ છે એવા કરોડો યુગને ધારણ કરનાર, અનંત અને સનાતન પરમાત્માને નમસ્કાર!

# श्रीसूर्यस्तवनम् ।

आदिदेव नमस्तुभ्यं प्रसीद मम भास्कर ।
दिवाकर नमस्तुभ्यं प्रभाकर नमोऽस्तुते ॥ १ ॥

सप्ताश्वरथमारूढ प्रचण्डं कश्यपात्मजम् ।
श्वेतपद्मधरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ २ ॥

लोहितं रथमारुढं सर्वलोकपितामहम् ।
महापापहरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ ३ ॥

त्रैगुण्यं च महाशूरं ब्रह्मविष्णुमहेश्वरम् ।
महापापहरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ ४ ॥

बृंहितं तेजःपुंजं च वायुराकाशमेव च ।
प्रभुस्त्वं सर्वलोकानां तं सूर्यं प्रणमाम्यहम् ॥ ५ ॥

बंधूकपुष्पसंकाशं हारकुण्डलभूषितम् ।
एकचक्रधरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ ६ ॥

तं सूर्यं जगत्कर्तारं महातेजःप्रदीपनम् ।
महापापहरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ ७ ॥

आदित्यं च शिवं विद्याच्छिवमादित्यमेव च ।
उभयोरन्तरं नास्ति आदित्यस्य शिवस्यच ॥ ८ ॥

तं सूर्यं जगतां नाथं ज्ञानविज्ञानमोक्षदम् ।
महापापहरं देवं त सूर्यं प्रणमाम्यहम् ॥ ९ ॥

येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः ।
यूरवान्मकरकुण्डलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥

# શ્રીસૂર્યસ્તવન



૧. હે આદિદેવ ! તમને પ્રણામ. હે ભાસ્કર ! તમે મારા પર પ્રસન્ન થાઓ. હે દિવાકર ! તમને પ્રણામ. હે પ્રભાકર ! તમને નમસ્કાર હો.

૨. સાત ઘોડાના રથ ઉપર બેઠેલા, કશ્યપના તેજસ્વી પુત્ર અને શ્વેત કમળને ધારણ કરનારા સૂર્યદેવને હું પ્રણામ કરૂં છું.

૩. લાલ રંગના, રથ ઉપર બેઠેલા, સર્વ લોકના પિતામહ, મોટાં પાપનો નાશ કરનારા સૂર્યદેવને હું નમસ્કાર કરૂં છું.

૪. ત્રણ ગુણવાળા, મહાબળવાન, બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ્વર-સ્વરૂપ તથા મહાપાપને નાશ કરનારા એવા સૂર્યદેવને હું નમસ્કાર કરૂં છું.

૫. મહાન તેજના સમૂહરૂપ, વાયુરૂપ અને આકાશરૂપ સર્વ લોકોના પ્રભુ એવા સૂર્યને હું પ્રણામ કરૂં છું.

૬. બપોરીયાના ફૂલ જેવા, હાર અને કુંડલથી શોભાયમાન એક ચક્રને ધારણ કરનારા એ સૂર્યદેવને નમસ્કાર.

૭. જગતના કર્તા, પ્રકાશમાન, મહાતેજના અંબાર અને મહાપાપને નાશ કરનારા, તે સૂર્યદેવને હું પ્રણામ કરૂં છું.

૮. આદિત્યને શિવ જાણવા અને શિવને આદિત્ય જાણવા, એમાં કંઈ ભેદભાવ નથી.

૯. ગતિમાન પદાર્થોના નાથ, જ્ઞાન, વિજ્ઞાન તથા મોક્ષને આપનારા, મહાપાપનો નાશકરનારા, તે સૂર્યદેવને હું પ્રણામ કરૂં છું.

૧૦. સૂર્યમંડળના મધ્યમાં રહેલા, કમલરૂપી આસનવાળા, કેયૂર ને મકરકુંડલ ધારણ કરનારા, મુગટ પહેરેલા, હાર ધારણ કરેલા, સુવર્ણમય શરીરવાળા, શંખચક્રને ધારણ કરનારા નારાયણ સદા ધ્યાન કરવા યોગ્ય છે.



# श्रीजगदम्बास्तवनम् ।

नमोस्तुते महामाये श्रीपीठे सुरपूजिते ।
शंखचक्रगदाहस्ते महालक्ष्मि नमोऽस्तु ते ॥ १ ॥

नमस्ते गरुडारूढे कोलासुरभयंकरि ।
सर्वपापहरे देवि महालक्ष्मि नमोऽस्तु ते ॥ २ ॥

सर्वज्ञे सर्ववरदे सर्वदुष्टभयंकरि ।
सर्वदुःखहरे देवि महालक्ष्मि नमोऽस्तु ते ॥ ३ ॥

सिद्धिबुद्धिप्रदे देवि भुक्तिमुक्तिप्रदायिनि ।
मंत्रमूर्ते सदा देवि महालक्ष्मि नमोऽस्तु ते ॥ ४ ॥

आद्यंतरहिते देवि आद्यशक्ति महेश्वरि ।
योगज्ञे योगसंभूते महालक्ष्मि नमोऽस्तु ते ॥ ५ ॥

स्थूलसूक्ष्ममहारौद्रे महाशक्ति महोदरे ।
महापापहरे देवि महालक्ष्मि नमोऽस्तु ते ॥ ६ ॥

पद्मासनस्थिते देवि परब्रह्मस्वरूपिणि ।
परमेशि जगन्मातर्महालक्ष्मि नमोऽस्तु ते ॥ ७ ॥

श्वेताम्बरधरे देवि नानालंकारभूषिते ।
जगत्स्थिते जगन्मातर्महालक्ष्मि नमोऽस्तु ते ॥ ८ ॥

या देवी सर्वभूतेषु चेतनेत्यभिधीयते ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥ ९ ॥

विश्वेश्वरि त्वं परिपासि विश्वम्
विश्वात्मिका धारयसीव विश्वम् ।
विश्वेशवन्द्या भवती भवन्ति
विश्वाश्रया ये त्वयि भक्तिनम्राः ॥ १० ॥

# શ્રીજગદંબાસ્તવન

૧. હે મહામાયા! હે દેવોથી પૂજાયલાં મહાદેવી! તમને પ્રણામ. શંખ, ચક્ર તથા ગદાને હાથમાં ધારણ કરનારાં હે મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૨. ગરૂડ ઉપર બેઠેલાં, કોલાસુરને ભય કરનારાં, સર્વ પાપને હરણ કરનારાં, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૩. સર્વજ્ઞ, સર્વ વરદાન આપનારાં, સર્વ દુષ્ટોને ભય કરનારાં અને સર્વ દુ:ખનો નાશ કરનારાં, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૪. સિદ્ધિ તથા બુદ્ધિને આપનાર, ભોગ તથા મોક્ષને આપનાર, મંત્રરૂપ મૂર્તિવાળાં, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૫. આરંભથી તથા અંતથી રહિત, મૂળ શકિત, મહેશ્વરી, યોગના કારણરૂપ અને યોગથી પ્રગટ થનારાં, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૬. નાની મોટી તથા મહા ભયંકરરૂપવાળી મહાશકિત, મોટા ઉદરવાળી, મોટા પાપનો નાશ કરનારી, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૭. કમળરૂપી આસન ઉપર બેઠેલી, પરબ્રહ્મસ્વરૂપિણી દેવી પરમેશ્વરી જગતની માતા, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૮. શ્વેત વસ્ત્ર ધારણ કરનારી, જાતજાતના અલંકારોથી શોભાયમાન, જગતના આધારરૂપ, જગતની જનની, હે દેવી મહાલક્ષ્મી, તમને નમસ્કાર હો.

૯. જે દેવી સર્વ પ્રાણીમાં, ચેતના તરીકે ઓળખાય છે તેને અનેકવાર નમસ્કાર હો.

૧૦. હે વિશ્વેશ્વરી! તું જગતનું પાલન કરે છે અને વિશ્વના આત્મારૂપ થઈને વિશ્વને ધારણ કરી રહી છે; વિશ્વના દેવોને પણ તું વંદનીય છે; જેઓ તારી ભક્તિમાં નીચા નમેલા છે, તેઓ વિશ્વના આશ્રયરૂપ થાય છે.

# विराट्स्तुतिः ।

—०—

नमः सहस्रशीर्षाय सहस्रचरणाय च ।
सहस्रोद्यतशूलाय सहस्राभरणाय च ॥ १ ॥

नमो बालाय वृद्धाय क्षुब्धाय क्षोभणाय च ।
धर्मार्थकाममोक्षाणां कथ्याय कथनाय च ॥ २ ॥

त्वमेव देवदेवेश भूतग्रामश्चतुर्विधः ।
स्रष्टा चराचरस्यास्य पाता हंता तथैव च ॥ ३ ॥

मनसः परमंज्योतिर्ज्योतिस्त्वं ज्योतिषामपि ।
हंसो वृक्षो मधुकरः प्राहुस्त्वां ब्रह्मवादिनः ॥ ४ ॥

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
सर्वव्यापी भुवः स्पर्शादत्यतिष्ठद्दशांगुलम् ॥ ५ ॥

यद्भूतं यच्च वै भाव्यं पुरुषोत्तम तद्भवान् ।
त्वत्तो विराट् स्वराट् सम्राट् त्वत्तश्चापि हि पूरुषः ॥ ६

स्वर्गस्थधर्मिसद्धर्मफलोपकरणं तव ।
धर्माख्यं च तथारूपं नमस्तस्मै नमो नमः ॥ ७ ॥

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ८ ॥

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्चभूयोऽपि नमो नमस्ते ॥ ९ ॥

—०—

# વિરાટ્સ્તુતિ

૧. હજારો મસ્તકવાળા, હજારો પગવાળા, હજારો ત્રિશૂલવાળા, હજારો ઘરેણુંવાળા, હે ભગવાન્ ! તમને નમસ્કાર.

૨. હે બાલકરૂપ, વૃદ્ધરૂપ, ક્ષોભ પામેલા અને ક્ષોભ પમાડનારા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષસંબંધી કથન કરવા જેવા વિષયરૂપ અને કથન કરનાર શબ્દરૂપ, તમને નમસ્કાર.

૩. તમેજ દેવ અને દેવના ઈશ્વર, વળી ચાર પ્રકારના ભૂતપ્રાણીરૂપ, સ્થાવર અને જંગમના સરજનહાર, પાળનાર અને હણનાર છો.

૪. તમે અંતઃકરણના પરમ પ્રકાશરૂપ છો અને જ્યોતિના પણ જ્યોતિરૂપ છો. બ્રહ્મવાદીઓ હંસરૂપે, વૃક્ષરૂપે, અને મધુકરરૂપે તમારૂં વર્ણન કરે છે.

૫. એ હજારો મસ્તકવાળા મહાપુરૂષને હજારો નેત્ર છે, હજારો પગ છે; એ સર્વત્ર વ્યાપક છે, ને ભુવનના સર્વ ઇન્દ્રિયગોચર પદાર્થોથી પર છે.

૬. હે પુરૂષોત્તમ ! જે થઈ ગયું છે અને જે થવાનું છે તે બધું તમારારૂપ છે. તમારાથી જાગ્રત્, સ્વપ્ન, ગાઢ નિદ્રા અને સમાધિ-દશામાં આત્મા પ્રકાશે છે.

૭ સ્વર્ગમાં રહેલા પુણ્યવાન જનોના ધર્મના ફળના સાધનરૂપ તમને તથા ધર્મનામનું જે તમારૂં સ્વરૂપ તેને અનેકવાર નમસ્કાર હો.

૮. તમે મૂળ દેવ, પુરાણ પુરુષ, અને વિશ્વનું પરમ કારણ છો. તમે જાણનાર અને જાણવાનું અને પરમ જ્ઞાનપ્રકાશરૂપ છો. હે અનંત રૂપવાળા ! તમારાથી આ વિશ્વ થયેલું છે.

૯. તમે વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્રમા, પ્રજાપતિ અને બ્રહ્મા છો; તમને હજારોવાર પ્રણામ; ફરી ફરીને તમને પ્રણામ.

# प्रातःस्मरणम् ।

---

ब्रह्मा मुरारिस्त्रिपुरांतकारी भानुः शशी भूमिसुतो बुधश्च ।
गुरुश्च शुक्रः सह भानुजेन कुर्वंतु सर्वे मम सुप्रभातम् ॥ १ ॥

भृगुर्वसिष्ठः क्रतुरंगिराश्च मुनिः पुलस्त्यः पुलहश्च गौतमः ।
रैभ्यो मरीचिश्च्यवनश्च दक्षः कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ २ ॥

सनत्कुमारः सनकः सनंदनः सनातनोऽप्यासुरिपिंगलौ च ।
सप्तस्वरा सप्तरसातलाश्च कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ ३ ॥

पृथ्वी सगंधा सरसास्तथापः स्पर्शीवायुर्ज्वलनः सुतेजाः ।
नभः सशब्दं महतासहैव यच्छंतु सर्वे मम सुप्रभातम् ॥ ४ ॥

सप्तार्णवाः सप्तकुलाचलाश्च सप्तर्षयो द्वीपवराश्च सप्त ।
भूरादयः सप्त तथैव लोका यच्छन्तु सर्वे मम सुप्रभातम् ॥ ५ ॥

आयुर्बलं यशो वर्चः प्रजाः पशून्वसूनि च ।
ब्रह्मप्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥ ६ ॥

पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः ।
पुण्यश्लोका च वैदेही पुण्यश्लोको जनार्दनः ॥ ७ ॥

अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा ।
पंचकं ना स्मरेन्नित्यं महापातकनाशनम् ॥ ८ ॥

समुद्रवसने देवि पर्वतस्तनमण्डले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥ ९ ॥

नितं ते पुण्डरीकाक्ष नमस्ते विश्वभावन ।
नमस्ते तु हृषीकेश महापूरुषपूर्वज ॥ १० ॥

---

# પ્રાતઃસ્મરણ



૧. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિદેવ મ્હારૂં પ્રભાત મંગલમય કરો.

૨. ભૃગુ, વસિષ્ઠ, ક્રતુ, અંગિરા, પુલસ્ત્ય મુનિ, પુલહ, ગૌતમ, રૈભ્ય, મરીચિ, ચ્યવન ને દક્ષ એ સર્વે મ્હારૂં પ્રભાત મંગલમય કરો.

૩. સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, આસુરિ, પિંગલ, સપ્ત સ્વરો ને સપ્ત રસાતલ એ સૌ મ્હારૂં પ્રભાત મંગલમય કરો.

૪. ગંધગુણવાળી પૃથ્વી, રસગુણવાળું જળ, સ્પર્શગુણવાળો વાયુ, તેજગુણવાળો અગ્નિ, શબ્દગુણવાળું આકાશ અને મહત્તત્ત્વ એ સૌ મ્હારૂં પ્રભાત મંગલમય કરો.

૫. સાત સિંધુઓ, સાત પર્વતો, સાત ઋષિઓ, સાત દ્વીપ ભુઃઇત્યાદિ સાત લોક મ્હારૂં પ્રભાત મંગલમય કરો.

૬. હે વનસ્પતિ, ! તું અમને આયુષ્ય, બલ, યશ, વર્ચસ્, પ્રજા, પશુઓ, દ્રવ્ય, બ્રહ્મવિદ્યા અને સદ્બુદ્ધિ આપ.

૭. નળરાજા, યુધિષ્ઠિર, સીતાદેવી અને જનાર્દન એ પુણ્ય કીર્તિવાળાં છે.

૮. અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા તથા મંદોદરી એ પાંચનું મનુષ્યે નિત્ય મહાપાતકનો નાશ કરવા સારૂ સ્મરણ કરવું.

૯. હે વિષ્ણુપત્નિ વસુંધરા ! સમુદ્રરૂપી વસ્ત્રવાળી, પર્વતરૂપી વક્ષ:સ્થલવાળી તને પ્રણામ. તું મ્હારા પગના સ્પર્શનેસારૂ મને ક્ષમા કરજે.

૧૦. હે કમળના જેવા નેત્રવાળા, વિશ્વને સર્જનારા, તમારો જય ! હે હૃષીકેશ ! હે મહાપુરૂષ ! હે સર્વના આદિકરણ ! તમને નમસ્કાર હો !



# गुरुस्तुतिः ।

तस्मै नमो भगवते त्रिगुणाय गुणात्मने ।
केवलायाद्वितीयाय गुरवे ब्रह्ममूर्तये ॥ १ ॥

अनाद्यविद्यायुक्तस्य पुरुषस्यात्मवेदनम् ।
स्वतो न संभवादन्यस्तत्त्वज्ञो ज्ञानदो भवेत् ॥ २ ॥

आचार्यं मां विजानीयात् नावमन्येत कर्हिचित् ।
न मर्त्यबुध्याऽसूयेत सर्वदेवमयो गुरुः ॥ ३ ॥

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।
माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥ ४ ॥

अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ५ ॥

मूकं करोति वाचालं पङ्गुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ६ ॥

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ ७ ॥

व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे ।
नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमो नमः ॥ ८ ॥

# ગુરૂમહિમા

૧. પરબ્રહ્મરૂપ ગુરૂને પ્રણામ કે જે ઇશ્વરરૂપ. ત્રણ ગુણરૂપ, ગુણના આત્મારૂપ એક અને કેવળ અદ્વિતીય છે.

૨. અનાદિ અવિદ્યાથી ઘેરાયેલા જીવને પોતાની મેળે આત્મજ્ઞાન સંભવતું નથી એટલે તત્ત્વને જાણનાર અન્ય ગુરૂ તેને જોઇયે.

૩. આચાર્ય તે મારૂંજ સ્વરૂપ છે એમ જાણવું; તેની કદી પણ આમન્યા લોપવી નહિ, મનુષ્યબુદ્ધિથી તેમની અદેખાઈ કરવી નહિ. ગુરૂ એ સર્વ દેવનું સ્વરૂપ છે.

૪. આચાર્ય તે બ્રહ્માની મૂર્તિ છે, પિતા તે પ્રજાપતિની મૂર્તિ છે, માતા તે પૃથ્વીની મૂર્તિ છે, અને ભાઈ તે પોતાના આત્માની મૂર્તિ છે.

૫. અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થયેલાની આંખો અજ્ઞાનરૂપી અંજનની સળીવડે જેણે ઉઘાડી તે સદ્ગુરૂને પ્રણામ કરૂં છું.

૬. જેની કૃપા મુંગાને વાચાળ બનાવે છે, પાંગળાને પહાડ ચઢવાની શક્તિ આપે છે, તે પરમ આનંદરૂપ માધવને હું પ્રણામ કરૂં છું.

૭. બ્રહ્મનિષ્ઠ ગુરૂ તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરરૂપ તેમજ બ્રહ્મરૂપ છે. એવા ગુરૂથી કોઈ વધારે પૂજ્ય નથી.

૮. વિષ્ણુરૂપ વ્યાસને અને વ્યાસરૂપ વિષ્ણુ ભગવાનને તથા બ્રહ્મતેજના સાગરરૂપ શ્રીવસિષ્ઠને અનેક વાર નમસ્કાર હો.

# शास्त्राणि ।

---

शब्दब्रह्म सुदुर्बोधं प्राणेन्द्रियमनोमयम् ।
अनन्तपारं गंभीरं दुर्विगाह्यं समुद्रवत् ॥ १ ॥

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ २ ॥

पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् ।
आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥ ३ ॥

चातुर्वर्ण्यं त्रयोलोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ॥ ४ ॥

ऋग्यजुःसामथर्वाख्यान् वेदान्पूर्वादिभिर्मुखैः ।
शास्त्रमिज्यां स्तुतिस्तोमं प्रायश्चितं व्यधात्क्रमात् ॥ ५ ॥

इतिहासपुराणानि पंचमं वेदमीश्वरः ।
सर्वेभ्य एव वक्त्रेभ्यः ससृजे सर्वदर्शनः ॥ ६ ॥

अंगानि चतुरो वेदा मीमांसा न्यायविस्तरः ।
पुराणं धर्मशास्त्रं च विद्या ह्येताः चतुर्दश ॥ ७ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ ८ ॥

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥ ९ ॥

---

# શાસ્ત્રો

૧. શબ્દરૂપી બ્રહ્મનું સ્વરૂપ જાણવું બહુ મુશ્કેલ છે; તે પ્રાણ, ઇંદ્રિય અને મનોમય છે, સમુદ્રની પેઠે તે અપાર ગંભીર અને મુશ્કેલીથી ગ્રહણ કરી શકાય એવું છે.

૨. વેદને શ્રુતિ જાણવી અને ધર્મશાસ્ત્રને સ્મૃતિ. તે બન્ને તેના સંપૂર્ણ અર્થમાં પરમ માન્ય છે. એમાંથીજ ધર્મ ઉત્પન્ન થયો છે.

૩. પુરાણ, માનવધર્મ, સાંગવેદ અને તેની શિષ્ટોએ કરેલી ચિકિત્સા તે ચારે આજ્ઞાથી સિદ્ધ થએલાં છે; તેનો તર્કવિતર્કવડે નાશ કરવો નહિ.

૪. ચાર વર્ણો, ત્રણ લોક, ચાર આશ્રમો, ભૂત, વર્તમાન અને ભવિષ્ય, બધું વેદથી પ્રસિદ્ધ થાય છે.

૫. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદોવડે પૂર્વાદિક મુખેથી બ્રહ્માએ શાસ્ત્ર, યજ્ઞ, સ્તુતિ અને પ્રાયશ્ચિત્તનું ક્રમે-કરીને વિધાન કર્યું.

૬. સર્વજ્ઞ પ્રભુએ ભારતાદિ ઇતિહાસ અને પુરાણોરૂપી પાંચમો વેદ પોતાનાં સર્વ મુખોવડે પ્રકટ કર્યો.

૭. ચાર વેદ, છ વેદાંગ, મીમાંસા, ન્યાય, પુરાણ અને ધર્મશાસ્ત્ર એ ચૌદ વિદ્યાઓ ગણાય છે.

૮ જે શાસ્ત્રવિધિને છોડીને કામનાને અનુસરીને વર્તન કરે છે તે સિદ્ધિને, સુખને કે પરમગતિને પ્રાપ્ત થતો નથી.

૯. આ દેશમાં ઉત્પન્ન થએલા બ્રહ્મવેત્તાઓપાસેથી પૃથ્વીનાં સર્વ મનુષ્યો પોતપોતાના ધર્મો શીખે.

# कर्म ।

---

कर्मणा जायते जन्तुः कर्मणैव प्रलीयते ।
सुखं दुःखं भयं शोकं कर्मणैव प्रपद्यते ॥ १ ॥

प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ।
आवर्तेत प्रवृत्तेन निवृत्तेनाश्नुते सुखम् ॥ २ ॥

कर्माकर्मविकर्मेति वेदवादो न लौकिकः ।
वेदस्य चेश्वरात्मत्वात् तत्र मुह्यन्ति सूरयः ॥ ३ ॥

नाचरेद्यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः ।
विकर्मणा ह्यधर्मेण मृत्योर्मृत्युमुपैति सः ॥ ४ ॥

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ ५ ॥

नानारूपात्मनो बुद्धिः स्वैरिणीव गुणान्विता ।
तन्निष्ठामगतस्येह किमसत्कर्मभिर्भवेत् ॥ ६ ॥

सात्विकान्येव सेवेत पुमान्सत्त्वविवृद्धये ।
ततो धर्मस्ततो ज्ञानं यावत्स्मृतिरपोहनम् ॥ ७ ॥

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ ८ ॥

शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।
कर्मणा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ९ ॥

——:o:——

# કર્મ

૧. જીવ કર્મથી ઉત્પન્ન થાય છે અને કર્મથીજ નાશ પામે છે. સુખ, દુઃખ, ભય અને શોક પણ તેને કર્મથીજ પ્રાપ્ત થાય છે.

૨. વૈદિક કર્મ બે પ્રકારનું છે: પ્રવૃત્ત કર્મ અને નિવૃત્ત કર્મ. પ્રવૃત્ત કર્મથી પુનર્જન્મ થાય છે, નિવૃત્ત કર્મથી આનંદની પ્રાપ્તિ થાય છે.

૩. કર્મ, અકર્મ અને વિકર્મ એ લૌકિક નહિ પણ વેદચર્ચાનો વિષય છે અને વેદ પરમાત્મસ્વરુપ હોવાથી તેમાં મહાપંડિતો પણ ગુંચવાઈ જાય છે.

૪. જે મનુષ્ય પોતે અજ્ઞાની અને ઇન્દ્રિયઉપર કાબુવિનાનો હોય તે વેદોદિત કર્મ ન કરે તો દુષ્ટ કર્મ અને અધર્મથી ફરી ફરીને મૃત્યુને પ્રાપ્ત થાય છે.

૫. જે કર્મ કરવાથી પોતાના અંતરાત્માનો સંતોષ થાય તે પ્રયત્નવડે કરવું અને તેથી વિપરીત હોય તેનો ત્યાગ કરવો.

૬. અવનવા રૂપને ધારણ કરનારી બુદ્ધિ જે સત્ત્વ, રજસ્ અને તમોગુણવાળી અને મનસ્વી સ્ત્રીજેવી છે તેને ઠેકાણે આણી ન હોય ને અસત્ કર્મ કરે તો તેથી શું થાય ?

૭. મનુષ્યે સત્ત્વગુણની વૃદ્ધિનેસારૂ સાત્ત્વિક પદાર્થો ને સાત્વિક ક્રિયાઓનુંજ સેવન કરવું; તેથી ધર્મ પ્રાપ્ત થાય છે અને તેમાંથી જ્ઞાન પ્રાપ્ત થાય છે કે જેનાથી સ્મૃતિનું પડ ઉઘડે છે.

૮. જનકપ્રભૃત્યાદિ કર્મથીજ સંસિદ્ધિને પામ્યા હતા; લોકસંગ્રહનો વિચારકરીને પણ તમારે સત્કર્મ કરવું યોગ્ય છે.

૯. મન, વાણી ને શરીરથી કર્મ થાય છે, તેનું શુભ કે અશુભ ફળ હોય છે; મનુષ્યને કર્મને લીધે ઉત્તમ, અધમ અથવા મધ્યમ ગતિ પ્રાપ્ત થાય છે.

# भक्ति ।



स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ।
अहैतुक्यप्रतिहता ययात्मा संप्रसीदति ॥ १ ॥

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टेऽखिलात्मनि ॥ २ ॥

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।
तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥ ३ ॥

लब्धानुग्रह आचार्यात्तेन संदर्शितागमः ।
महापुरूषमभ्यर्चेन्मूर्त्याभिमतयात्मनः ॥ ४ ॥

कृतं त्रेता द्वापरं च कलिरित्येषु केशव ।
नानावर्णाभिधाकारो नानैव विधिनेज्यते ॥ ५ ॥

भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः ।
लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु ॥ ६ ॥

एतदीशनमीशस्य प्रकृतिस्थोऽपि तद्गुणैः ।
न युज्यते सदात्मस्थैर्यथा बुद्धिस्तदाश्रया ॥ ७ ॥

सर्वभूतेषु यः पश्येद् भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ८ ॥

आलोक्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः ।
इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥ ९ ॥



# ભક્તિ

૧. ઇંદ્રિયોથીપર પરમાત્માની જેથી ભકિત થાય એજ મનુષ્યોનો પરમ ધર્મ સમજવો, એવી ભકિત કે જે કામનાવિનાની હોય, ખંડિત થાય નહિ અને જેનાથી આત્મા પ્રસન્ન થાય.

૨. અખિલ જગતના આત્મા પરમેશ્વરનું દર્શન થતાં હૃદયની ગાંઠ ભેદાઈ જાય છે, સર્વ સંશયોનું છેદન થાય છે અને કર્મો શિથિલ થઈ જાય છે.

૩. કામનાવિનાના, કામનાવાળા અથવા મોક્ષની ઇચ્છાવાળા ઉદારબુદ્ધિના મનુષ્યે તીવ્ર ભકિતયોગ વડે પરમ પુરૂષનું યજન કરવું.

૪. સદ્‌ગુરૂની પાસેથી તેની કૃપાવડે યોગ્ય વિધિ જાણી લઈને પોતાના અંતઃકરણને રૂચે એવી મૂર્તિવડે મહાપુરૂષ પરમાત્માની પૂજા કરવી.

૫. સત્યુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગમાં ભગવાન વિષ્ણુ જૂદા જૂદા વર્ણથી, નામથી, આકારથી અને વિધિથી પૂજાય છે.

૬. એ જગત્કર્તા પ્રભુ, દેવ, મનુષ્ય અને પશુપક્ષીના અવતારમાં લીલા કરતા સત્ત્વગુણવડે લોકોને સર્જે છે.

૭. ઇશ્વિરનું ઐશ્વર્ય એજ છે કે પ્રકૃતિમાં રહેલા હોવા છતાં તે પ્રકૃતિના ગુણોથી તેને આશ્રયે રહેલી બુદ્ધિની પેઠે લેપાતા નથી.

૮. સર્વ ભૂતોમાં જે આત્માનું વ્યાપક પરબ્રહ્મસ્વરૂપ જુવે છે અને પરમાત્મામાં ભૂતોને જુવે છે તેને ઉત્તમ પ્રકારનો ભકત જાણવો.

૯. સર્વ શાસ્ત્રોનું અવલોકન કરીને તથા ફરી ફરી વિચાર કરતાં આ એક વાત સારી રીતે નિશ્ચિત થાય છે કે ધ્યાન કરવા-યોગ્ય સદા નારાયણ ભગવાન જ છે.

# ज्ञानम् ।

---

कामान्कामयते काम्यैर्यदर्थमिह पूरुषः ।
स वै देहस्तु पारक्यो भंगुरो यात्युपैति च ॥ १ ॥

नह्यतः परमो लाभो देहिनां भ्राम्यतामिह ।
यतो विन्देत परमां शान्तिं नश्यति संसृतिः ॥ २ ॥

श्रेयान् द्रव्यमयाद्यज्ञाद् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३ ॥

द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च ।
वासुदेवात् परो ब्रह्मन् न चान्योऽर्थोऽस्ति तत्त्वतः ॥ ४ ॥

सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ ५ ॥

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ६ ॥

अहिंसयेन्द्रियासंगैर्वैदिकैश्चैव कर्मभिः ।
तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह यत्पदम् ॥ ७ ॥

अकिंचनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
मया संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥ ८ ॥

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव च ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ ९ ॥

---

# જ્ઞાન



૧. ઇચ્છાને પૂરી કરવાનાં કર્મોવડે જેનેસારૂ મનુષ્ય આ દુનિયામાં કામનાઓની ઇચ્છા કરે છે, તે દેહ તો પારકો છે, ક્ષણભંગુર છે, આવે છે અને જાય છે.

૨. આ સંસારમાં અથડાતાં પ્રાણીઓનો પરમ લાભ એજ છે કે જે વડે પરમ શાન્તિ પ્રાપ્ત થાય અને જન્મ મરણનો ફેરો ટળી જાય.

૩. હે તપસ્વી અર્જુન! પદાર્થોના યજ્ઞ કરતાં જ્ઞાનરૂપી યજ્ઞ વધારે કલ્યાણકારક છે. હે પાર્થ! સર્વ કર્મની પૂર્ણતા જ્ઞાનથીજ થાય છે,

૪. પદાર્થ, ક્રિયા, કાલ, સ્વભાવ, અને જીવ એ સર્વ વાસુદેવથી ભિન્ન નથી. હે બ્રાહ્મણ! વાસુદેવવિના ખરી રીતે બીજો કોઈ પદાર્થ છેજ નહિ.

૫. જે મનુષ્યને યોગ્ય પ્રકારનું જ્ઞાન થાય છે, તેને કર્મનું બંધન થતું નથી. પણ જે સત્યજ્ઞાનવિનાનો છે તે સંસારમાં આવાગમન કરે છે.

૬. સર્વ ભૂતોમાં જે આત્માને જુવે છે અને સર્વ ભૂતોને આત્મામાં જુવે છે, એવો સમાન બ્રહ્મને જોનારો આત્મયજ્ઞ કરનાર સ્વરાજ્યને પ્રાપ્ત કરે છે.

૭. અહિંસાથી, ઇંદ્રિયોનો રાગ છોડી દેવાથી, કેવળ વૈદિક કર્મોથી અને ઉગ્ર તપશ્ચર્યાવડે તે પદને આ લોકમાં સાધી શકાય છે.

૮. ધનવિનાના, ઇંદ્રિયોના નિગ્રહવાળા, શાન્તસ્વભાવવાળા અને ભગવાનમાં જેનું મન આનંદ પામે છે એવા મનુષ્યને સર્વ દિશાઓ સુખમય નીવડે છે.

૯. જે પોતાના આત્મામાંજ સુખ, આરામ અને પ્રકાશને જુવે છે તે યોગી બ્રહ્મરૂપ થઈને નિર્વાણપદને પ્રાપ્ત કરે છે.



# धर्मः ।

---

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ १ ॥

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ २ ॥

अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद्भवेत् ।
यं शिष्टा ब्राह्मणा ब्रूयुः स धर्मः स्यादशंकितः ॥ ३ ॥

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात् सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ ४ ॥

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥५॥

आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ ६ ॥

धर्ममूलं हि भगवान् सर्वदेवमयो हरिः ।
स्मृतं च तद्विदां राजन् येन चात्मा प्रसीदति ॥ ७ ॥

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ ८ ॥

गण्यन्ते पांसवो भूमेर्गण्यन्ते वृष्टिबिन्दवः ।
न गण्यंते विधात्रापि धर्मसंरक्षणे फलम् ॥ ९ ॥

---

# ધર્મ



૧. ધૈર્ય, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, સદ્‌બુદ્ધિ, વિદ્યા, સત્ય અને ક્રોધરહિતપણું એ દશના સમુદાયને ધર્મનું લક્ષણ કહેલ છે.

૨. વેદ, સ્મૃતિ, સદાચાર, અને પોતાના આત્માનો સંતોષ એવું ચાર પ્રકારનું ધર્મનું સાક્ષાત લક્ષણ વિદ્વાનો કહે છે.

૩. શાસ્ત્રમાં ન બતાવેલા ધર્મમાં, આમાં કેમ હશે એમ જો લાગે તો ત્યાં જેને શિષ્ટ બ્રાહ્મણો નિશ્ચિત કરે તેને વિનાશંકાએ ધર્મ સમજવો.

૪. જે માર્ગે આપણા પિતરો ગયેલા છે, જે માર્ગે આપણા પિતામહો ગયેલા છે એ સત્‌પુરૂષોના માર્ગે ચાલવું; તેમાં જનાર દુઃખ પામતો નથી.

૫. વેદમાં અને ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર એ પરમ ધર્મ છે; એટલાસારૂ નિષ્ઠાવાન્ દ્વિજે હંમેશાં આચારમાં યુક્ત રહેવું.

૬. ઋષિયોના ધર્મોપદેશને જે વેદશાસ્ત્રજોડે વિરોધ વિનાના તર્કથી સિદ્ધ કરે છે તે ધર્મને જાણે છે, બીજો નહિ.

૭. હે રાજન્! સર્વ દેવમય ભગવાન્ શ્રીહરિ, તેમને જાણનારા વિદ્વાનોએ રચેલાં શાસ્ત્રો અને જેનાથી અંતરાત્મા પ્રસન્ન થાય એ તું ત્રિવિધ ધર્મનું મૂળ છે.

૮. લોકમાં આચરેલો અધર્મ ગાયની પેઠે તરત ફળ આપતો નથી. પણ ધીમે ધીમે તે અધર્મીને ઘેરી લઇને તેનાં મૂળ કાપી નાંખે છે.

૯. પૃથ્વીનાં રજઃકણો ગણી શકાય, વરસાદનાં ટીપાંઓ ગણી શકાય, પણ ધર્મસંરક્ષણનું ફળ વિધાતાથી પણ ગણાતું નથી.

—×—

# सार्ववर्णिक धर्म।



उन्नतिं निखिला जीवा धर्मेणैव क्रमादिह।
विदधानाः सावधाना लभन्तेऽन्ते परं पदम्॥ १॥

प्रायेण मनुजा लोके लोकतत्त्वविचक्षणाः।
समुद्धरन्ति ह्यात्मानमात्मनैवाशुभाशयात्॥ २॥

आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः।
बन्धुरात्मात्मनस्तस्य येनैवात्मात्मनाजितः॥ ३॥

यतो यतो निवर्तेत विमुच्येत ततस्ततः।
एष धर्मो नृणां क्षेमः शोकमोहभयावहः॥ ४॥

यावदर्थमुपासीनो देहे गेहे च पण्डितः।
विरक्तो रक्तवत्तत्र नृलोके नरतां न्यसेत्॥ ५॥

त्रिवर्गं नातिकृच्छ्रेण भजेत गृहमेध्यपि।
यथादेशं यथाकालं यावद्दैवोपपादितम्॥ ६॥

अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः।
अहिंसा परमं दानमहिंसा परमं तपः॥ ७॥

यदा न कुरुते भावं सर्वभूतेष्वमंगलम्।
समदृष्टेस्तदा पुंसः सर्वाः सुखमया दिशः॥ ८॥

अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः॥ ९॥



# સાર્વવર્ણિક ધર્મ

૧. સર્વ જીવો ધર્મવડેજ સાવધાન રહીને ક્રમશઃ ઉન્નતિને સાધતા અન્તે પરમપદને પામે છે.

૨. ઘણું કરીને દુનિયામાં વ્યવહારકુશળ મનુષ્યો પોતે પોતાની મેળે જ અશુભ આશયોમાંથી પોતાનો ઉદ્ધાર કરે છે.

૩. જીવ પોતેજ પોતાનો બન્ધુ અને પોતેજ પોતાનો શત્રુ થાય છે. જેણે પોતાની મેળે પોતાના મનને જીત્યું તે પોતે પોતાનો બન્ધુ.

૪. જીવ જ્યાંથી જ્યાંથી નિવૃત્ત થાય ત્યાંથી ત્યાંથી તે છુટો થાય છે. નિવૃત્તિદ્વારા મોક્ષની સાધના એ મનુષ્યોનો શોક, મોહ અને ભયને ટાળનારો શ્રેયસ્કર ધર્મ છે.

૫. શરીરમાં અને ઘરબારમાં જરૂરજેટલો સંબંધ રાખીને પંડિતે સંસારી જેવા છતાં મનથી વૈરાગ્ય રાખીને વ્યવહાર ચલાવવો.

૬. ગૃહસ્થાશ્રમીએ પણ ધર્મ અર્થ અને કામની સાધના દેશ, કાળ અને દૈવેચ્છાને જોઈ ને, અતિ પરિશ્રમ ન થાય એવી રીતે કરવી.

૭. અહિંસા એ પરમ ધર્મ છે; તેમજ એ પરમ ઇન્દ્રિયનિગ્રહ, પરમ દાન અને પરમ તપ છે.

૮. જ્યારે સર્વ ભૂતોપ્રત્યે અમંગલ એવી કોઈ ભાવના સ્ફુરે નહિ ત્યારે તે સમદષ્ટિવાળા પુરૂષને સર્વ દિશાઓ સુખમય થાય છે.

૯. અહિંસા, સત્ય, અસ્તેય, કામ, ક્રોધ, લોભનો ત્યાગ અને પ્રાણીમાત્રનું પ્રિય ને હિત કરવાની ઇચ્છા એ સાર્વવર્ણિક ધર્મ છે.

———:o:———

# सदाचारः ।

धर्मोऽस्य मूलं धनमस्य शाखा पुष्पं च कामः फलमस्य मोक्षः ।
असौ सदाचारतरुः सुकेशी संसेवितो येन स पुण्यभोक्ता ॥१॥

श्रुतिस्मृत्युदितं सम्यङ् निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ २ ॥

आचाराल्लभते ह्यायुराचाराद्दीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ ३ ॥

गृहस्थेन सदा कार्यमाचारपरिपालनम् ।
न ह्याचारविहीनस्य भद्रमत्र परत्र च ॥ ४ ॥

यज्ञदानतपांसीह पुरुषस्य न भूतये ।
भवन्ति यः समुल्लंघ्य सदाचारं प्रवर्तते ॥ ५ ॥

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ ६ ॥

तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्ना नैको मुनिर्यस्य मतं प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥७॥

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥ ८ ॥

ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित् ।
तेषां यत्स्ववचो युक्तं बुद्धिमांस्तत्समाचरेत् ॥ ९ ॥

स्वानि कर्माणि कुर्वाणा दूरे सन्तोऽपि मानवाः ।
प्रिया भवन्ति लोकस्य स्वे स्वे कर्मण्यवस्थिताः ॥ १० ॥

# સદાચાર

•••••○••••••

૧. હે સુકેશી, આ સદાચારરૂપી વૃક્ષનું મૂળ ધર્મ છે, ધન એ એની શાખા છે, કામ એ એનું પુષ્પ છે અને મોક્ષ એ એનું ફળ છે. જેણે આ વૃક્ષને સેવ્યું છે તેને પુણ્યશાળી સમજવો.

૨. શ્રુતિસ્મૃતિમાંથી ઉત્પન્ન થએલા, પોતપોતાના કર્મમાં બરોબર યોજાએલા અને ધર્મ જેના મૂળમાં છે એવા સદાચારનું પ્રયત્નપૂર્વક સેવન કરવું.

૩. આચારથી આયુષ્ય પ્રાપ્ત થાય છે, આચારથી ઇચ્છિત પ્રજા પ્રાપ્ત થાય છે, આચારથી અખૂટ ધન મળે છે. આચાર એ અપલક્ષણનો નાશ કરે છે.

૪. ગૃહસ્થે સદા આચારનું પરિપાલન કરવું. આચારવિહીનનું આ લોકમાં કે પરલોકમાં ક્યાંય કલ્યાણ થતું નથી.

૫. આ દુનિયામાં જે મનુષ્ય સદાચારનું ઉલ્લંઘન કરીને ચાલે છે તેને યજ્ઞ, દાન અને તપ પણ યોગ્ય ઉન્નતિ આપતાં નથી.

૬. આચારથી ભ્રષ્ટ થએલો વિપ્ર વેદના ફળને પ્રાપ્ત કરતો નથી અને આચારથી સંયુક્ત હોય તો તેને પૂરેપૂરૂં ફળ પ્રાપ્ત થાય છે.

૭. તર્કના નિર્ણયનું ઠેકાણું નથી, શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે, કોઈ એકજ મુનીનો મત પ્રમાણરૂપ નથી, ધર્મનું તત્ત્વ પરમ ગુહ્ય છે; મહાપુરૂષો જે માર્ગે ગયા છે તેને શુભ માર્ગ સમજવો.

૮. વેદમાં કહેલો તેમજ સ્મૃતિઓમાં કહેલો આચાર એ પરમ ધર્મ છે, તેથી આત્મહિતેચ્છાવાળા દ્વિજે હંમેશાં તેમાં જોડાયેલા રહેવું.

૯. મહાપુરૂષોનું કથન બરાબર સમજવું, પણ તેમની કર્મલીલા તેવી ફોઇતાર હોય કે ન હોય; તેમનું જે વર્તન તેમના પોતાના કથનને અનુરૂપ હોય, તેનુંજ બુદ્ધિમાન મનુષ્યે આચરણ કરવું.

૧૦. પોતપોતાના કર્મોનું આચરણ કરતા મનુષ્યો દૂર રહેતા હોય, તોપણ પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાળા હોવાથી લોકોને પ્રિય થઈ પડે છે.

——(૦)——

# नारीधर्मः ।

पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम् ।
मानसः सर्वभूतानां वासुदेवः श्रियः पतिः ॥ १ ॥

स एव देवतालिंगैर्नामरूपविकल्पितैः ।
दृश्यते भगवान्पुंभिः स्त्रीभिश्च पतिरूपधृक् ॥ २ ॥

तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यमे ।
यजन्तेऽनन्यभावेन पतिमात्मानमीश्वरम् ॥ ३ ॥

कामैरुच्चावचैः साध्वी प्रश्रयेण दमेन च ।
वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत्पतिम् ॥ ४ ॥

नास्ति स्त्रीणां पृथग् यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ ५ ॥

बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्राम् ॥ ७ ॥

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ॥ ८ ॥

न पिता नात्मजो नात्मा न माता न सखीजनः ।
इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥ ८ ॥

अहल्या द्रौपदी सीता तारा मन्दोदरी तथा ।
पंचकं ना स्मरेन्नित्यं महापातकनाशनम् ॥ ९ ॥

# નારીધર્મ

૧. પતિ એજ સ્ત્રીઓનું પરમ દૈવત ઋષિઓએ કહેલ છે. અને હૃદયમાં રહેલા શ્રીપતિ વાસુદેવ એ સર્વભૂતોનું દૈવત છે.

૨. એજ પ્રભુને મનુષ્યો દેવતારૂપે ભિન્ન ભિન્ન નામરૂપવડે પૂજે છે અને સ્ત્રીઓ પણ એનેજ પતિરૂપે પૂજે છે.

૩. એટલાસારૂ, હે સાધ્વી અદિતિ! શ્રેયને ઇચ્છનારી પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિરૂપ ઈશ્વરને અનન્ય ભાવે ભજે છે.

૪. સાધ્વી સ્ત્રીએ જાતજાતના આનંદોવડે, વિનયવડે, ઇન્દ્રિય-નિગ્રહવડે, સત્ય અને પ્રિય વાક્યોવડે અને પ્રેમવડે સમયે સમયે પતિનું આરાધન કરવું.

૫. સ્ત્રીઓને સારૂ બીજો કોઈ યજ્ઞ નથી, બીજું કોઈ વ્રત કે ઉપવાસ નથી. પતિની સેવાવડેજ તે સ્વર્ગને પ્રાપ્ત કરે છે.

૬. બાલ્યાવસ્થામાં સ્ત્રીજાતિએ પિતાના કબ્જામાં રહેવું; યુવાવસ્થામાં પતિને વશ રહેવું અને પતિ ન હોય ત્યારે પુત્રોને વશ રહીને વર્તન કરવું. સ્ત્રીજાતે સ્વતંત્રતાની પાછળ દોડવું નહિ.

૭. જ્યાં સ્ત્રીઓ સન્માન પામે છે ત્યાં દેવતાઓ આનંદિત થાય છે. એટલાસારૂ સ્ત્રીવર્ગનું સદા વસ્ત્ર, આભૂષણ અને ખાનપાનવડે આરાધન કરવું.

૮. સ્ત્રીને અહીં તેમજ પરલોકમાં, પિતા, પુત્ર, માતા, સખીજન કે પોતાનો પિંડ નહિ પણ એક પતિ એજ ગતિ છે.

૯. અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા તથા મન્દોદરી એ પાંચનું નિત્ય સ્મરણ કરવું તેથી મહાપાતક નાશ પામે છે.

# यज्ञः ।

॰॰॰॰॰॰O॰॰॰॰॰॰

यज्ञनिष्पत्तये सर्वमेतद् ब्रह्मा चकार वै ।
चातुर्वर्ण्यं महाभाग यज्ञसाधनमुत्तमम् ॥ १ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ २ ॥

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ ३ ॥

स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ ४ ॥

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ ५ ॥

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ ६ ॥

यज्ञो दानं तपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ७ ॥

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।
आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥ ८ ॥

एके कर्ममयान् यज्ञान् ज्ञानिनो यज्ञवित्तमाः ।
आत्मसंयमनेऽग्नीहा जुह्वति ज्ञानदीपिते ॥ ९ ॥

———०———

# યજ્ઞ

૧. હે મહાભાગ! યજ્ઞની સિદ્ધિને અર્થે બ્રહ્માએ આ સર્વ ચાર વર્ણાદિક યજ્ઞનું ઉત્તમ સાધન સરજ્યું છે.

૨. પૂર્વે યજ્ઞસહિત પ્રજાને સરજીને પ્રજાપતિએ કહ્યું હતું કે આ યજ્ઞવડે તમે યજન કરો; આ તમને કામદુધા ગાયરૂપ થાઓ.

૩. અધ્યાપન તે બ્રહ્મયજ્ઞ, તર્પણ તે પિતૃયજ્ઞ, હોમ કરવો તે દેવયજ્ઞ, જૂદા જૂદા બલિ આપવા તે ભૂતયજ્ઞ અને અતિથિનું પૂજન કરવું તે નરયજ્ઞ કહેવાય છે.

૪. સ્વાધ્યાયવડે, વ્રતવડે, હોમવડે, વેદાભ્યાસવડે, દેવપૂજાવડે, પુત્રાદિકવડે, મહાયજ્ઞોવડે, અને સાધારણ યજ્ઞોવડે આ દેહ બ્રહ્મમય થાય છે.

૫. બ્રહ્મરૂપી હવિ બ્રહ્મરૂપી અગ્નિમાં બ્રહ્માર્પણ કરીને બ્રહ્મવડે હોમાય છે અને બ્રહ્મકર્મરૂપી સમાધિવડે તે બ્રહ્મને પહોંચે છે.

૬. કર્મને તું વેદમાંથી ઉત્પન્ન થયેલું ને વેદને અક્ષરબ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ જાણ. તેથી કરીને સર્વમાં રહેલું બ્રહ્મ સદા યજ્ઞે વસે છે.

૭. યજ્ઞ, દાન ને તપ એ સત્કર્મનો ત્યાગ કરવો નહિ પણ તે સદા કર્યા કરવાં. યજ્ઞ, દાન અને તપ એ પંડિતોને પણ પાવન કરનારાં છે.

૮. અસત્યથી યજ્ઞનો ક્ષય થાય છે, અભિમાન કરવાથી તપનો ક્ષય થાય છે, બ્રાહ્મણની નિન્દા કરવાથી આયુષ્યનો ક્ષય થાય છે. અને કહી બતાવવાથી દાનનો ક્ષય થાય છે.

૯. કેટલાક યજ્ઞના તત્ત્વને જાણનારા નિઃસ્પૃહ જ્ઞાનીઓ કર્મકાંડમય યજ્ઞોને જ્ઞાનથી પ્રકાશિત થયેલા આત્મસંયમરૂપી યજ્ઞમાં હોમે છે.

# धर्मपादः ।



सत्यं ब्रूयात्प्रियं ब्रूयात् न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयात् एष धर्मः सनातनः ॥ १ ॥

सत्यान्नास्ति परो धर्मो नासत्यात्पातकं परम् ।
श्रुतिः सत्यं हि धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥ २ ॥

दयया सर्वभूतेषु संतुष्टया येन केन वा ।
सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दनः ॥ ३ ॥

नैतादृशो परो धर्मो नृणां सद्धर्ममिच्छिताम् ।
न्यासो दंडस्य भूतेषु मनोवाक्कायजस्य यः ॥ ४ ॥

अन्नदानात्परं दानं न भूतं न भविष्यति ।
नात्र पात्रपरीक्षा स्यान्न कालनियमः क्वचित् ॥ ५ ॥

तपसैव परं ज्योतिर्भगवन्तमधोक्षजम् ।
सर्वभूतगुहावासमञ्जसा विन्दते पुमान् ॥ ६ ॥

तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ।
तपोमध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥ ७ ॥

तपो मे हृदयं साक्षात् आत्माहं तपसोऽनघ ।
बिभर्मि तपसा विश्वं वीर्यं मे दुश्चरं तपः ॥ ८ ॥

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥ ९ ॥



# ધર્મના ચાર પાદ

૧. સત્ય બોલવું, પ્રિય બોલવું, પણ અપ્રિય એવું સત્ય બોલવું નહિ; અને પ્રિય હોય તથાપિ અસત્ય હોય એવું પણ બોલવું નહિ. આજ સનાતન કાળનો ધર્મ સમજવો.

૨. સત્યથી ઉંચો કોઈ ધર્મ નથી અને અસત્યથી મ્હોટું કોઈ પાતક નથી. ધર્મનું સત્ય સમજાવનાર વેદ છે માટે સત્યનો લોપ કરવો નહિ.

૩. સર્વ ભૂતો પ્રત્યે દયા રાખવાથી, હરકોઈ પદાર્થવડે સંતોષ પામવાથી અને સર્વ ઇન્દ્રિયોનો સંયમ રાખવાથી જનાર્દન ભગવાન તરત પ્રસન્ન થાય છે.

૪. મન, વાણી અને કાયાવડે પ્રાણીઓને કોઈપણ પ્રકારનો દંડ ન દેવો એના જેવો સદ્ધર્મને ઇચ્છનારા મનુષ્યોને સારૂ મહાન ધર્મ નથી.

૫. અન્નદાનથી મ્હોટું દાન છે નહિ અને થવાનું નથી; એ દાનમાં પાત્રની પરીક્ષા કરવાની હોતી નથી તેમ સમયનો પણ કાંઈ ખાસ નિયમ નથી.

૬. તપવડેજ પરમ જ્યોતિરૂપ, ઇંદ્રિયોથી પર, સર્વભૂતના હૃદયમાં રહેલા ભગવાનને મનુષ્ય સ્હેલાઈથી પ્રાપ્ત કરી શકે છે.

૭. સર્વ દૈવી અને માનુષી સુખ તપમાંથી ઉત્પન્ન થાય છે, તપથી સ્થિતિમાં રહે છે અને તપમાંજ પરિણામને પામે છે એમ વેદ જાણનારાઓ કહે છે.

૮. તપ એ મ્હારૂં સાક્ષાત્ હૃદય છે, હે નિષ્પાપ ઉદ્ધવ! હું તપનો આત્મા છું, તપવડે હું વિશ્વને ધારણ કરૂં છું અને કઠિન તપ એ મ્હારી શક્તિ છે.

૯. જળવડે ગાત્રો શુદ્ધ થાય છે, સત્ત્વગુણવડે મન શુદ્ધ થાય છે. વિદ્યા અને તપવડે આત્મા શુદ્ધ થાય છે અને જ્ઞાનવડે બુદ્ધિ શુદ્ધ થાય છે.

———:o:———

# संयमः ।



वाचं यच्छ मनो यच्छ प्राणान्यच्छेन्द्रियाणि च ।
आत्मानमात्मना यच्छ न भूयः कल्पसेऽध्वने ॥ १ ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ २ ॥

बद्धो लोहमयैः पाशैर्मुच्यते हि कदाचन ।
स्त्रीधनादिषु संसक्तो मुच्यते न कदाचन ॥ ३ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौंतेय न तेषु रमते बुधः ॥ ४ ॥

परस्वे परदारेषु न कार्या बुद्धिरुत्तमैः ।
परस्वं नरकायैव परदाराश्च मृत्यवे ॥ ५ ॥

अतुष्टं स्वेषु दारेषु चपलं चलितेन्द्रियम् ।
नयन्ति निकृतिं प्रज्ञं परदाराः पराभवम् ॥ ६ ॥

पुत्रदाराप्तबन्धूनां संगमः पान्थसंगमः ।
अनुदेहं वियन्त्येते स्वप्नो निद्रानुगो यथा ॥ ७ ॥

षड्वर्गसंयमैकान्ताः सर्वा नियमचोदनाः ।
तदन्ता यदि नो योगा नावहेयुः श्रमावहाः ॥ ८ ॥

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ता मरणान्तं च जीवितम् ॥ ९ ॥



# સંયમ

•••••••○○○•••••

૧. વાણીનું નિયમન કર, પ્રાણનું નિયમન કર, ઇન્દ્રિયોનું નિયમન કર, ને આત્માનું આત્માવડે નિયમન કર; પછી તને સંસારનો ફેરો થશે નહિ.

૨. હે મહાબાહુ અર્જુન! ખરે મનને વશ કરવું મુશ્કેલ છે, એ ચંચળ છે પણ અભ્યાસથી અને વૈરાગ્યથી તેને નિયમમાં લાવી શકાય છે.

૩. લોઢાની બેડીથી બંધાયેલો કોઈક દહાડો યે છૂટો થાય પણ સ્ત્રી ધનઇત્યાદિમાં જે તલ્લીન થઈ ગયો હોય એ કોઈ દહાડો યે છૂટો થઈ ન શકે.

૪. જે વિષયોથી ઉત્પન્ન થનારા ભોગો છે તે દુઃખના મૂળરૂપ હોય છે, તે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; અને તેમાં ડાહ્યો માણસ રાચતો નથી.

૫. પારકા ધનમાં અને પરસ્ત્રીમાં ઉત્તમ પુરૂષોએ મન ઘાલવું નહિ. પારકું અણહકનું ધન નરકને આપે છે અને પરસ્ત્રીથી મૃત્યુ પ્રાપ્ત થાય છે.

૬. પોતાની સ્ત્રીથી અસંતુષ્ટ, ચપળ અને ચંચળ ઇન્દ્રિયવાળા પંડિતને પણ પરસ્ત્રી અપકીર્તિ અને પરાભવ આપે છે.

૭. પુત્ર, સ્ત્રી, સગાં ને સંબંધીઓનો સંગમ એ મુસાફરના સંગમ જેવો છે; જેમ સ્વપ્ન નિદ્રાની જોડે જાય છે તેમ એ બધાં દેહની સાથે જાય છે.

૮. સર્વ પ્રકારના નિયમોની યોજના, કામ ક્રોધ લોભ મોહ મદ-મત્સરરૂપી છ દુર્ગુણોના નિયમનને સારૂ છે; જો યોગનું પરિણામ તેમાં ન આવે તો તે યોગમાત્ર શ્રમરૂપ છે.

૯. સર્વે સંચયો જતે દહાડે ક્ષય થવાના છે, ઊંચા ઉછાળા તે નીચે આવવાને માટે છે. સંયોગોને અંતે વિયોગ છે અને જીવિતને અંતે મરણ છે,

———○———

# शौचम् ।

स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः ।
विपर्ययस्तु दोषः स्यादुभयोरेष निश्चयः ॥ १ ॥

शौचहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
कृत्वा शौचं शुचिर्विप्रो धृत्वा धौते च वाससी ॥ २ ॥

अनभ्यासाच्च वेदानामाचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ् जिघांसति ॥ ३ ॥

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥ ४ ॥

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ५ ॥

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ६ ॥

शौचं क्षत्रविशोश्चैव द्विजानां गृहिणां समम् ।
द्विगुणं वैष्णवादीनां मुनीनां परिकीर्तितम् ॥ ७ ॥

एते पुण्यतमा देशा हरेरर्चाश्रिताश्च ये ।
एतान्देशान्निषेवेत श्रेयस्कामो ह्यभीक्ष्णशः ॥ ८ ॥

स्नानदानतपोवस्थावीर्यसंस्कारकर्मभिः ।
मत्स्मृत्या चात्मनः शौचं शुद्धः कर्माचरेद् द्विजः ॥ ९ ॥

# પવિત્રતા

•••••••O•••••••

૧. પોતપોતાનાં અધિકારમાં નિષ્ઠા તેનું નામ ગુણુ અને તેથી ઉલટું તે અવગુણુ. ગુણુદોષની એ વ્યવસ્થા સમજવી.

૨. શુદ્ધિ કર્યાં વિનાનો અપવિત્ર મનુષ્ય સર્વ કર્મમાં અયોગ્ય ગણાય છે. વિપ્ર શરીરને શુદ્ધ કરીને, ધોયેલ લુગડાં પહેરે એટલે પવિત્ર થાય.

૩. વેદનો અભ્યાસ ન કરવાથી, આચારનો ત્યાગ કરવાથી, આળસથી અને અન્નના દોષથી મૃત્યુ વિપ્રને હણવાની ઇચ્છા કરે છે.

૪. સર્વ પ્રકારની ચોખ્ખાઈમાં નાણાંની ચોખ્ખાઈ એ મુખ્ય ગણાય છે. જે નાણાંની બાબતમાં ચોખ્ખો હોય તેનેજ ચોખ્ખો સમજવો; એકલા માટીપાણીની સફાઇ રાખે તે ચાલે નહિ.

૫. દૃષ્ટિથી પવિત્ર કરીને પગલું મૂકવું, વસ્ત્રથી પવિત્ર કરીને પાણી પીવું, સત્યથી પવિત્ર કરેલી વાણી બોલવી અને મનથી પવિત્ર કરીને આચરણુ કરવું.

૬. આસુરી સંપત્તિના જનો પ્રવૃત્તિ અને નિવૃત્તિની રીત જાણતા નથી. તેમનામાં શૌચ, આચાર, તેમજ સત્ય હોતાં નથી.

૭. ગૃહસ્થ બ્રાહ્મણુ, ક્ષત્રિય તથા વૈશ્યે સરખું શૌચ કરવાનું હોય છે. વૈષ્ણુવાદિકોને તથા મુનિઓને બમણું શૌચ કરવાનું હોય છે.

૮. જે દેશોમાં પ્રભુની પૂજા થતી હોય એ દેશોને અતિપુણ્યશાળી દેશો જાણુવા; શ્રેયની ઇચ્છાવાળાએ ફરી ફરીને એવા દેશોને સેવવા.

૯. શુદ્ધ દ્વિજે સ્નાન, દાન, તપ, અવસ્થા, બળ, સંસ્કાર, કર્મ, અને ભગવત્સ્મરણુવડે પોતાના આત્માને વિશુદ્ધ કરવો.

——x——

# वर्णव्यवस्था ।

संसिद्धायां तु वार्तायां प्रजाः सृष्ट्वा प्रजापतिः ।
मर्यादां स्थापयामास यथास्थानं यथागुणम् ॥ १ ॥

शमो दमः तपः शौचं संतोषः क्षान्तिरार्जवम् ।
ज्ञानं दयाऽच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् ॥ २ ॥

शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा ।
ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ ३ ॥

देवगुर्वच्युते भक्तिस्त्रिवर्गपरिपोषणम् ।
आस्तिक्यमुद्यमो नित्यं नैपुणं वैश्यलक्षणम् ॥ ४ ॥

शूद्रस्य संनतिः शौचं सेवा स्वामिन्यमायया ।
अमन्त्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ॥ ५ ॥

अशौचमनृतं स्तेयं नास्तिक्यं शुष्कविग्रहः ।
कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥ ६ ॥

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ ७ ॥

प्रायः स्वभावविहितो नृणां धर्मो युगे युगे ।
वेददृग्भिःस्मृतो राजन् प्रेत्य चेह च शर्मकृत् ॥ ८ ॥

मनसैतानि भूतानि प्रणमेद् बहु मानयन् ।
ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ॥ १ ॥

—o—

# વર્ણવ્યવસ્થા



૧. બ્રહ્માએ વૃત્તિનો નિર્ણય કર્યા પછી અને પ્રજાને સરજીને, સ્થાન અને ગુણની યોગ્યતાપ્રમાણે વ્યવસ્થા નિયમિત કરી.

૨. શમ, દમ, તપ, પવિત્રતા; સંતોષ, ક્ષમા, સરલતા, જ્ઞાન, દયા, ભક્તિ અને સત્ય એ બ્રાહ્મણનું લક્ષણ છે.

૩. શૌર્ય, બળ, ધૈર્ય, તેજ, ત્યાગ, મનઉપર નિગ્રહ, ક્ષમા, બ્રાહ્મણપ્રત્યે ભક્તિ, પ્રસન્નતા, અને રક્ષણ એ ક્ષત્રિયનું લક્ષણ છે.

૪. દેવ, ગુરૂ અને ઇશ્વિરમાં ભક્તિ, ત્રણે વર્ગનું પોષણ, આસ્તિકતા, નિત્ય ઉદ્યમ અને વ્યવહારકુશળતા એ વૈશ્યનું લક્ષણ છે.

૫. નમ્રતા, પવિત્રતા, નિખાલસભાવે સ્વામીની સેવા, મંત્રવિનાના યજ્ઞ, સત્ય અને ગૌબ્રાહ્મણનું રક્ષણ એ શૂદ્રનું લક્ષણ છે.

૬. અપવિત્રતા, જૂઠાણું, ચોરી, નાસ્તિક્તા, શુષ્ક વાદવિવાદ, કામ, ક્રોધ અને લોલુપતા એ અસત્-શૂદ્રનો સ્વભાવ છે.

૭. વિપ્રનું મ્હોટાપણું જ્ઞાનવડે, ક્ષત્રિયનું બળવડે, વૈશ્યનું ધનધાન્ય-વડે અને શૂદ્રનું ઉમરવડે મ્હોટાપણું ગણાય છે.

૮. હે રાજન્! યુગે યુગે સ્વભાવપ્રમાણે મનુષ્યોનો ધર્મ વેદ-જાણનારાઓએ કહેલો હોય, તે આ લોકમાં તેમજ પરલોકમાં કલ્યાણકારક થાય છે.

૯. ઇશ્વરજ પોતાની જીવરૂપી કળાવડે એમાં વિરાજે છે એમ વિચારીને મનથી પ્રાણીમાત્રને બહુ માન આપીને નમન કરવું.



# आश्रमाः।



मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ।
चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक् ॥ १ ॥

गृहाश्रमो जघनतो ब्रह्मचर्यं हृदो मम ।
वक्षःस्थानाद् वने वासो न्यासःशीर्षणि संस्थितः ॥२॥

तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।
वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ ३ ॥

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ ४ ॥

अधीत्य विधिवद् वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ५ ॥

दत्त्वाऽतिथिभ्यो देवेभ्यः पितृभ्यः स्वजनाय च ।
अवशिष्टानि येऽश्नन्ति तानाहुर्विघसाशिनः ॥ ६ ॥

आत्मोपमस्तु भूतेषु यो वै भवति मानवः ।
न्यस्तदंडो जितक्रोधः प्रेत्येह लभते सुखम् ॥ ७ ॥

दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिंगं धर्मकारणम् ॥ ८ ॥

दानं स्वधर्मो नियमो यमश्च श्रुतं च कर्माणि च सद्व्रतानि ।
सर्वे मनोनिग्रहलक्षणान्ताः परो हि योगो मनसः समाधिः॥९॥



# આશ્રમ

૧. વિરાટ્ મહાપુરૂષનાં મુખ, બાહુ, જાંઘ અને પગમાંથી ગુણવડે જૂદા જૂદા બ્રાહ્મણાદિ ચાર વર્ણો ચાર આશ્રમોસહિત ઉત્પન્ન થયા.

૨. ગૃહસ્થાશ્રમ જાંઘમાંથી, બ્રહ્મચર્ય હૃદયમાંથી, વાનપ્રસ્થાશ્રમ છાતીમાંથી થયા છે અને સંન્યાસ મસ્તકમાં વિરાજે છે.

૩. બ્રહ્મચર્યાશ્રમમાં દ્વિજે, વિધિમાં કહેલાં ખાસ તપોવડે ને વિવિધ વ્રતોવડે સાંગવેદનું રહસ્યસહિત અધ્યયન કરવું.

૪. જેમ વાયુને આધારે સર્વ જન્તુઓ વિચરે છે તેમ ગૃહસ્થાશ્રમને આધારે સર્વ આશ્રમો ચાલે છે.

૫. વેદનુ વિવિધ અધ્યયન કરીને, ધર્મપૂર્વક પ્રજા ઉત્પન્ન કરીને, શક્તિપ્રમાણે યજ્ઞયાગાદિ કરીને મનને મોક્ષમાં યોજવું.

૬. જે અતિથિને, દેવને, પિતૃઓને અને સ્વજનોને આપીને બાકી રહેલું શેષ અન્ન જમે છે તેને પુણ્યભોજનકરનાર કહેવામાં આવે છે.

૭. જે મનુષ્ય, પ્રાણીઓપ્રત્યે આત્મદૃષ્ટિથી રહે છે, કોઈને દંડ દેતો નથી, ને ક્રોધને જેણે જીતી લીધો છે તે આ લોકમાં અને પરલોકમાં સુખને પામે છે.

૮. પોતે દૂષિત હોય તથાપિ જે જે આશ્રમમાં માણસ હોય તે તે આશ્રમનો ધર્મ સર્વ ભૂતોપ્રત્યે સમભાવ રાખી તેણે આચરવો; બાહ્ય ચિહ્ન એ કંઇ ધર્મનું મુખ્ય કારણ નથી.

૯. દાન, સ્વધર્મ, નિયમ, યમ, વિદ્યા, કર્મ, વ્રતો, એ બધા નિયમ નિગ્રહાર્થે છે. અને મનની સમાધિ એજ પરમ યોગ છે.

---

# ब्राह्मणाः ।

••••••○○○••••••

वेदो हरेर्वाक् सावित्री वेदमाता प्रतिष्ठिता।
त्रिगुणं च त्रिवृत्सूत्रं तेन विप्राः प्रतिष्ठिताः ॥ १ ॥

उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती।
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ २ ॥

ऋषयो दीर्घसंध्यत्वाद्दीर्घमायुरवाप्नुयुः।
प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥ ३ ॥

तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम्।
तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ ४ ॥

वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ ५ ॥

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ ६ ॥

असंतुष्टस्य विप्रस्य तेजो विद्या तपो यशः।
स्रवन्तीन्द्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते ॥ ७ ॥

ब्राह्मणः समदृक् शांतो दीनानां समुपेक्षकः।
स्रवते ब्रह्म तस्यापि भिन्नभाण्डात्पयो यथा ॥ ८ ॥

ब्राह्मणस्य च देहोऽयं क्षुद्रकामाय नेष्यते।
कृच्छ्राय तपसे चेह प्रेत्यानंतसुखाय च ॥ ९ ॥

——:— —:——

# બ્રાહ્મણ



૧. વેદ એ હરિની વાણી અને ગાયત્રી એ વેદમાતા કહેવાય છે. એ અને ત્રણ ગુણવાળું ત્રેવડું યજ્ઞોપવીત એવડે વિપ્રની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

૨. વિપ્રની ઉત્પત્તિ એ ધર્મની શાશ્વતી મૂર્તિ છે; એ ધર્મને અર્થે ઉત્પન્ન થએલો છે અને બ્રહ્મને પામવાને યોગ્ય થઇ શકે છે.

૩ ઋષિઓ દીર્ઘકાળસુધી સંધ્યોપાસના કરતા હોવાથી દીર્ઘ આયુષ્યને તેમજ બુદ્ધિ, યશ, કીર્તિ અને બ્રહ્મતેજને પ્રાપ્ત કરતા હતા.

૪. તપ અને વિદ્યા એ બ્રાહ્મણને પરમ કલ્યાણકારક છે. તપવડે એ પાપને હણે છે, અને વિદ્યાવડે મોક્ષ પ્રાપ્ત કરે છે.

૫. દ્વિજે અખિલ વેદને તત્ત્વસહિત શીખવો. વેદાભ્યાસ એજ વિપ્રનું આ લોકમાં મુખ્ય તપ કહેવાય છે.

૬. જેમ લાકડાનો હાથી, જેમ ચામડાનો મૃગ તેમ ભણ્યા–વિનાનો બ્રાહ્મણ એ ત્રણે માત્ર નામનાજ સમજવા.

૭. જે દ્વિજ અસંતુષ્ટ હોય તેનાં તેજ, વિદ્યા, તપ અને યશ ઇન્દ્રિયની લોલુપતાને લીધે ક્ષય પામે છે, અને તેનું જ્ઞાન પણ ઘટવા માંડે છે.

૮. બ્રાહ્મણ સમદષ્ટિવાળો અને શાન્ત હોય તથાપિ જો દીન-જનોની ઉપેક્ષા કરે તો કાણા ઘડામાંથી જેમ પાણી ચાલ્યું જાય તેમ એનું બ્રહ્મતેજ ઓછું થઈ જાય છે.

૯. બ્રાહ્મણનો આ દેહ તે ક્ષુદ્ર કામનાને અર્થે નથી, પણ આ લોકમાં કઠિન તપનેઅર્થે અને પરલોકમાં અનંત સુખનેઅર્થે છે.



# राजधर्मः ।



अराजके हि लोकेऽस्मिन् सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ १ ॥
तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।
ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ २ ॥
बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ३ ॥
स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।
वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥ ४ ॥
लोकरंजनमेवात्र राज्ञां धर्मः सनातनः ।
सत्यस्य रक्षणं चैव व्यवहारस्य चार्जवम् ॥ ५ ॥
धर्मेण पालयन्नुर्वीं प्रजाः शीलेन रञ्जयन् ।
वर्तमानः समः स्वेषु श्रेयः कीर्तिमवाप्स्यसि ॥ ६ ॥
कालो वा कारणं राज्ञो राजा वा कालकारणम् ।
इति ते संशयो माभूत् राजा कालस्य कारणम् ॥ ७ ॥
राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापा समे समाः ।
राजानमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥ ८ ॥
सर्वाः समुद्धरेद्राजा पितेव व्यसनात्प्रजाः ।
आत्मानमात्मना धीरो यथा गजपतिर्गजान् ॥ ९ ॥
चातुर्वर्ण्यस्य धर्माश्च रक्षितव्या महीक्षिता ।
धर्मसंकररक्षात्र राज्ञां धर्मः सनातनः ॥ १० ॥



# [illegible]

૧. સર્વ તરફના ભયથી ગભરાયેલા રાજાવિનાના આ લોકને જોઈને તેની રક્ષાને અર્થે પ્રભુએ રાજા નિર્માણ કર્યો.

૨. તે રાજાને માટે ઈશ્વિરે પૂર્વે સર્વ પ્રાણીઓની રક્ષા કરનાર બ્રહ્મતેજોમય, પોતામાંથી ઉત્પન્ન થયેલા ધર્મરૂપ દંડને સરજ્યો.

૩. રાજા બાળક હોય, તોપણ મનુષ્ય જાણીને તેની અવજ્ઞા કરવી નહિ; કેમકે મનુષ્યના રૂપમાં તે મહાન્ દેવતા છે.

૪. પોતપોતાના ધર્મમાં રહેલા સર્વે વર્ણો અને આશ્રમોનું ક્રમ–પ્રમાણે રક્ષણ કરવાને રાજાને નિર્માણ કરવામાં આવ્યો છે.

૫. અહીં લોકનાં મનને સંતોષ આપવો, સત્યનું રક્ષણ કરવું અને વ્યવહારની સરલતા કરવી એ રાજાનો સનાતન ધર્મ છે.

૬. હે રાજન્! તું ધર્મથી પૃથ્વીનું પાલન કરીને, સદાચરણવડે પ્રજાનું રંજન કરીને, અને પોતાના જનોમાં સમભાવથી વર્તીને શ્રેય તથા કીર્તિને પામીશ.

૭. કાલ એ રાજાનું કારણ છે કે રાજા એ કાલનું કારણ છે એવો તને સંશય મા થાઓ. રાજા કાલનું કારણ છે.

૮. રાજા ધર્મિષ્ઠ હોય તો પ્રજા ધર્મિષ્ઠ થાય છે, પાપી હોય તો પાપી થાય છે અને સામાન્ય હોય તો સામાન્ય થાય છે; તેઓ રાજાને અનુસરે છે. યથા રાજા તથા પ્રજા.

૯. ગજપતિ ગજોનો ઉદ્ધાર કરે તેમ ધૈર્યવાન્ રાજાએ પિતાની પેઠે સર્વ પ્રજાનો સંકટમાંથી ઉદ્ધાર કરવો અને પોતે પોતાના આત્માનો ઉદ્ધાર કરવો.

૧૦. મહીપતિએ ચાર વર્ણના ધર્મોનું રક્ષણ કરવું તથા ધર્મથી સેળભેળ ન થાય તે સંભાળવું એ આ લોકમાં રાજાઓનો સનાતન ધર્મ છે.

# प्रकीर्ण।



ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत्।
कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ १ ॥

इज्याचारदमाहिंसा दानं स्वाध्यायकर्म च।
अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥ २ ॥

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥ ३ ॥

त्रेतायां मन्त्रशक्तिश्च ज्ञानशक्तिः कृते युगे।
द्वापरे युद्धशक्तिश्च संघशक्तिः कलौ युगे ॥ ४ ॥

अश्वत्थः सर्ववृक्षाणां राज्ञामिन्द्रो यथा वरः।
तथा श्रेष्ठा कर्मभूमिर्भूमौ भारतमंडलम् ॥ ५ ॥

यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम्।
तथा पूर्वकृतं कर्म कर्तारमधिगच्छति ॥ ६ ॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ७ ॥

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ८ ॥

सर्वेषां यः सुहृन्नित्यं सर्वेषां च हिते रतः।
कर्मणा मनसा वाचा स धर्मं वेद जाजले ॥ ९ ॥

नमः शिवायै गङ्गायै शिवदायै नमोनमः।
नमस्ते विष्णुरूपिण्यै ब्रह्ममूर्त्यै नमोस्तु ते ॥ १० ॥

---

# પરચુરણ

---

૧. પરોઢિયે બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું અને ધર્મ તથા અર્થસંબંધી વિચાર કરવો તથા એનાથી જે મુશ્કેલીઓ પડતી હોય તેનો તથા વેદના તત્ત્વના અર્થનો પણ વિચાર કરવો.

૨. યજન, આચાર, ઇન્દ્રિયનિગ્રહ, અહિંસા, દાન, સ્વાધ્યાય, સત્કર્મ: આને પરમધર્મ કહેવાય; તેવડે આત્માનું દર્શન થાય છે.

૩. દોષના સાગર જેવા કલિયુગમાં એક મ્હોટો ગુણ છે. તે એ કે એમાં શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી મનુષ્ય સંસારના સંગથી છુટી પરમાત્માને પ્રાપ્ત થાય છે.

૪. ત્રેતાયુગમાં મંત્રની શકિત, સત્યયુગમાં જ્ઞાનશકિત, દ્વાપરયુગમાં યુદ્ધની શકિત અને કલિયુગમાં સંઘવડે શકિત ગણાય છે.

૫. જેમ સર્વ વૃક્ષોમાં પીપળો ને રાજાઓમાં જેમ ઇન્દ્ર તેમ પૃથ્વીમાં કર્મભૂમિ ભારતવર્ષ શ્રેષ્ઠ છે.

૬. જેમ હજારો ગાયોમાં વાછરડો તેની માને ખોળી કાઢે છે તેમ પૂર્વે કરેલું કર્મ તેના કર્તાની પાછળ જાય છે.

૭. પોતાનો ધર્મ વિપરીત ગુણવાળો હોય તથાપિ તે સારી રીતે આચરેલા પરધર્મથી વધારે શ્રેયસ્કર છે. પોતાના ધર્મમાં મરણ શ્રેયસ્કર છે. પરધર્મ ભયને લાવનાર છે.

૮. હે અર્જુન! સત્વગુણ સુખમાં જોડે છે; રજોગુણ ક્રિયામાં જોડે છે, અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને જીવને પ્રમાદમાં જોડે છે.

૯. હે જાજલિ! જે મન, વચન ને કર્મથી સર્વનો સદાય મિત્ર છે તે સર્વના હિતમાં રાજી રહે છે તેણે ધર્મને જાણ્યો.

૧૦. કલ્યાણકરનારી અને કલ્યાણરૂપ ગંગાજીને નમસ્કાર. વિષ્ણુરૂપિણી અને બ્રહ્મની મૂર્તિરૂપ હે ગંગે! તને નમસ્કાર હો!

---

# भारतसावित्री ।

महर्षिर्भगवान्व्यासः कृत्वेमां संहितां पुरा ।
श्लोकैश्चतुर्भिर्धर्मात्मा पुत्रमध्यापयच्छुकम् ॥ १ ॥

मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे ॥ २ ॥

हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥ ३ ॥

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥ ४ ॥

न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्याऽपि हेतोः ॥
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः॥५॥

इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥ ६ ॥



# क्षमापनम् ।

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥ १ ॥

अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात्कारुण्यभावेन क्षमस्व परमेश्वर ॥ २ ॥

———०———

# ભારત–સાવિત્રી

૧. ધર્માત્મા મહર્ષિ વ્યાસ ભગવાને પૂર્વે આ સંહિતા તૈયાર કરીને પોતાના પુત્ર શુકદેવને આ ચાર શ્લોકવડે બોધ કર્યો.

૨. સંસારમાં માતા પિતા પુત્ર, તથા સ્ત્રી અનેક થયાં અને થશે.

૩. હર્ષનાં હજારો સ્થાનો અને ભયનાં સેંકડો સ્થાનો પ્રતિદિન મૂઢને ભમાવે છે પણ તે પંડિતને ભમાવતાં નથી

૪. હું ઊંચા હાથ કરીને મ્હોટેથી કહું છું કે ધર્મથી, અર્થ અને કામ પણ પ્રાપ્ત થાય છે તો ધર્મને શા માટે લોકો સેવતા નથી ?

૫. કામનાને માટે કે ભયને લીધે કે લોભને અર્થે કે જીવિતને સારૂ પણ ધર્મનો કદાપિ ત્યાગ કરવો નહિ. ધર્મ એ નિત્ય છે અને સુખદુઃખ એ તો અનિત્ય છે. જીવાત્મા નિત્ય છે અને સંસારરૂપી માયા અનિત્ય છે.

૬. આ ભારતસાવિત્રીનું પ્રાતઃકાળે ઉઠીને જે પઠન કરે તેને ભારતનું ફળ પ્રાપ્ત થાય છે અને તે પરબ્રહ્મને પામે છે.

## ક્ષમાપના

૧, હે કરૂણાસાગર મહાદેવ શંભુ ! મારાથી હાથ અથવા પગ વડે વાણી અથવા કાયાવડે, અથવા ક્રિયાવડે, કાનથી વા આંખથી અથવા મનથી, જે અપરાધ થયો હોય, વિહિત કે અવિહિત, એ સર્વની મને ક્ષમા આપજો.

૨. મ્હને બીજું કોઇજ શરણ નથી, તમેજ મ્હારૂં શરણ છો એટલે મ્હારા ઉપર કરૂણા કરીને મ્હને ક્ષમા કરજો.

# चतुःश्लोकिभागवतम् ।



ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् ।
सरहस्यं तदंगं च गृहाण गदितं मया ॥ १ ॥

यावानहं यथाभावो यद्रूपगुणकर्मकः ।
तथैव तत्वविज्ञानमस्तु ते मदनुग्रहात् ॥ २ ॥

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ ३ ॥

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथा भासो यथा तमः ॥ ४ ॥

यथा महांति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥ ५ ॥

एतावदेव जिज्ञास्यं तत्वजिज्ञासुनाऽऽत्मनः ।
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥ ६ ॥

एतन्मतं समातिष्ठ परमेण समाधिना ।
भवान्कल्पविकल्पेन न विमुह्यति कर्हिचित् ॥ ७ ॥

—×—

# ચતુઃશ્લોકી ભાગવત



૧ મ્હારૂં પરમ ગુહ્ય જ્ઞાન તથા વિજ્ઞાન, રહસ્ય અને અંગસહિત હું તમને કહું છું તે તમે ગ્રહણ કરો.

૨. જેવો હું છું, જેવી મ્હારી સત્તા છે, જેવા મ્હારાં રૂપ, ગુણ તથા કર્મ છે તે બધાનું યથાર્થ જ્ઞાન તમને મ્હારા અનુગ્રહથી થાઓ.

૩. આગળ હુંજ હતો; આ જગતરૂપે દેખાતી માયા નહોતી. સૃષ્ટિ થયા પછી પણ હુંજ છું, અને અંતે જે શેષ રહેશે તે પણ હુંજ છું.

૪. જે વસ્તુતઃ સત્ય ન હોય તથાપિ દેખાય, અને જે આત્મામાં દેખાય નહિ તેને આત્માની માયા જાણવીઃ જેમકે પ્રકાશ અને અંધકાર.

૫. જેમ ઉચ્ચનીચ શરીરમાં પંચમહાભૂતો પ્રવેશ કરીને રહેલાં હોય એમ જણાય છે પણ તે પ્હેલેથીજ હોવાથી નવાં પ્રવેશેલાં નથી તેમ હું ભૂતોમાં છું તથાપિ પ્રવેશેલો નથી.

૬. આત્માના તત્ત્વને જાણવાની ઇચ્છાવાળાએ માત્ર એજ અન્વયવ્યતિરેકવડે જાણી લેવાનું છે જે સર્વ સ્થળે અને સર્વ કાળમાં વિદ્યમાન હોય.

૭. ચિત્તને અત્યંત એકાગ્ર કરીને સમબુદ્ધિથી તમે આ સિદ્ધાન્તને અનુસરો જેથી વિધાન કે વિકલ્પથી તમને કદી પણ મોહ થશે નહિ.



# श्रीकृष्णाश्रयः ।



सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।
पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥
म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥
गङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ३ ॥
अहङ्कारविमूढेषु सत्सु पापानुवर्तिषु ।
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥
अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु ।
तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥
नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥
अजामिलादिदोषाणां नाशकोऽनुभवे स्थितः ।
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥ ७ ॥
प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।
पूर्णानन्दो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ ८ ॥
विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ ९ ॥
सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ।
शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥ १० ॥
कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत् कृष्णसन्निधौ ।
तस्याश्रयो भवेत् कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥ ११ ॥



# શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્ર

૧. સર્વ માર્ગો ખલધર્મવાળા કળિયુગમાં નષ્ટ થવાથી અને પાખંડનો પ્રચાર લોકમાં વધી જવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૨. મ્લેચ્છોથી ઘેરાયલા અને પાપના સ્થાનરૂપ દેશમાં તેમજ સંતોને પીડા કરવામાં તત્પર થયેલા લોકોમાં શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૩. ગંગાવિગેરે શ્રેષ્ઠ તીર્થો દુષ્ટોવડે ઘેરાવાથી અને દેવો અંતર્ધાન થવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૪. અહંકારથી અતિમૂઢ થયલા સજ્જનો પાપાચરણ કરનારા થઈ લાભ અને પ્રતિષ્ઠાને માટેજ પ્રયત્ન કરનારા થવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૫. પૂરા જ્ઞાનને અભાવે મંત્રો તથા યોગીઓનાં વ્રત નષ્ટ થવાથી અને દેવો અંતર્ધાન થવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૬. વિવિધ પ્રકારના વાદથી સર્વ કર્મો, વ્રતોવિગેરે નષ્ટ થવાથી અને પાખંડનાજ પ્રયત્નો થવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૭. અજામિલવિગેરેના દોષોનો નાશ કરનાર, અનુભવમાં રહેલા અને જેનો સંપૂર્ણ મહિમા જાણીતો છે, એવા શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે

૮. સઘળા દેવો પ્રાકૃતિક હોવાથી અને બૃહત્ (અક્ષરબ્રહ્મ) ગણિત આનંદવાળું હોવાથી અને હરિ સંપૂર્ણ આનંદવાળા હોવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૯. વિશેષે કરીને વિવેક, ધૈર્ય ને ભક્તિ વિનાનો, અને પાપમાં આસક્ત થયેલો અને દીન હું છું ત્યારે શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે.

૧૦. સર્વ સામર્થ્યસહિત, સર્વ સ્થળે સર્વ પદાર્થના કર્તા અને શરણે આવેલાને રૂડી રીતે ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણને હું વિજ્ઞપ્તિ કરૂં છું.

૧૧. કૃષ્ણાશ્રયનું આ સ્તોત્ર જે કૃષ્ણની સમીપમાં ભણે તેને કૃષ્ણનો આશ્રય થાય એવું શ્રીવલ્લભાચાર્યનું વચન છે.

# सप्तश्लोकी गीता।



ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम्॥ १ ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यंति च सिद्धसंघाः॥२॥

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम्।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति॥ ३ ॥

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात्॥४॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥ ५ ॥

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम्॥ ६ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥ ७ ॥



# સપ્તશ્લોકી ગીતા



૧. ૐરૂપ એકાક્ષર બ્રહ્મને જપતો અને મ્હારૂં સ્મરણ કરતો જે માણસ દેહ છોડી જાય છે તે પરમગતિને પામે છે.

૨. હે હૃષીકેશ! આપની વિશેષ કીર્તિથી જગત્ આનંદ પામે છે અને રંજિત થાય છે, રાક્ષસો ભયથી દિશાઓમાં દોડે છે અને સિદ્ધોના સમૂહો આપને નમન કરે છે તે યોગ્યજ છે.

૩. એ પરમતત્ત્વ સર્વ તરફ હાથપગવાળું, સર્વતઃ નેત્ર મસ્તક અને મુખવાળું, સર્વતઃ શ્રુતિમય અને લોકમાં સર્વને ઢાંકીને રહેલું છે.

૪. એ કવિત્વમય, પુરાણ, શાસન કરનાર, અણુથી પણ અણુ સર્વના કર્તારૂપ, અચિંત્ય રૂપવાળા, આદિત્યના જેવા વર્ણવાળા અને અંધકારથી-પર પરમાત્માનું જે સ્મરણ કરે છે (તે પરમ પુરૂષને પ્રાપ્ત થાય છે.)

૫. ઊંચા મૂળવાળો, નીચી શાખાવાળો, અને અવ્યય એવો અશ્વત્થ કે જેનાં વેદોરૂપ પાંદડાં છે તેને જે જાણે તેને વેદ જાણનાર સમજવો.

૬. હું સર્વના હૃદયમાં રહેલો છું. મ્હારાથકી સ્મૃતિ જ્ઞાન અને વિસ્મૃતિ થાય છે, સર્વ વેદોવડે હુંજ જાણવા યોગ્ય છું, હુંજ વેદાન્તનો કર્તા ને વેદોને જાણનાર છું.

૭. તું મ્હારામાં મનવાળો ને મ્હારો ભક્ત થા, મ્હારૂં યજન કર; મ્હને નમન કરઃ એમ આત્માને મ્હારા પરાયણ કરવાથી તું મ્હનેજ પામીશ.



# शान्ति-मंगलम् ।

आवाहनं न जानामि न जानामि तवार्चनम् ।
पूजां चैव न जानामि क्षम्यतां परमेश्वर ॥ १ ॥

૧. હે પ્રભુ! તમારૂં આવાહન, તમારૂં પૂજન કે તમારૂં અર્ચન કેવી રીતે કરવું તે મ્હને આવડતું નથી, મ્હને ક્ષમા કરજો.

भूमौ स्खलितपादानां भूमिरेवावलम्बनम् ।
त्वयि जातापराधानां त्वमेव शरणं विभो ॥ २ ॥

૨. ભોંયથી જેનો પગ લપસે તેને પડવાનું સ્થળ પણ ભોંયજ છે. જેનો તમારાપ્રત્યે અપરાધ થયો હોય એનું શરણ પણ તમેજ છો.

अच्युतं केशवं रामनारायणं कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं जानकीनायकं रामचंद्रं भजे ॥३॥

૩. અચ્યુત, કેશવ, રામ, નારાયણ, કૃષ્ણ, દામોદર, વાસુદેવ, હરિ, શ્રીધર, માધવ, ગોપીજનવલ્લભ અને સીતાપતિ શ્રીરામચંદ્રને હું ભજું છું.

अच्युतं केशवं सत्यभामाधवं माधवं श्रीधरं राधिकाऽराधितम् ।
इन्दिरामंदिरं चेतसा सुंदरं देवकीनंदनं नंदजं संदधे ॥ ४ ॥

૪. અચ્યુત, કેશવ, સત્યભામાના પતિ, માધવ, શ્રીધર, રાધિકાએ સેવેલા, લક્ષ્મીના સ્થાન, સુન્દર ચિત્તવાળા, દેવકીપુત્ર શ્રીનંદનંદનને હું ભજું છું.

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ ५ ॥

૫. જેમના હૃદયમાં કૃષ્ણકમળ જેવા શ્યામ જનાર્દન ભગવાન રહ્યા છે તેને લાભ અને જય પ્રાપ્ત થાય છે; એનો પરાજય હોયજ ક્યાંથી?

सर्वेऽपि सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ ६ ॥

૬. સર્વે સુખી થાઓ, સર્વે નિરોગી થાઓ, સર્વે કલ્યાણમાર્ગનું દર્શન કરો અને કોઈને દુઃખ મા પ્રાપ્ત થાઓ.

**સમાપ્ત**

# श्रीबाळपाठ्यपोथी



। श्री विठ्ठलदास ठाकोरदास हिन्दु गुरुकुळ, सूरत ।